# મહાત્મા શ્રી લવજી સ્વામીનું જીવનચરિત્ર.

મુનિ શ્રી જેઠમલજી
( લીંબડી સંપ્રદાય )

મૂલ્ય ૧૨ આના.

ૐ

# મહાત્મા શ્રી

# લવજી સ્વામીનું જીવનચરિત્ર.


કર્તા.

એ મહાત્માના શિષ્ય

**મુનિ શ્રી જેઠમલજી**

( લીંબડી સંપ્રદાય ).



પ્રકાશક,

**શ્રી લવજી સ્વામી જૈન ફ્રી લાયબ્રેરીના**

આ. સેક્રેટરી મુ. ચોટીલા.

આવૃત્તિ ૪ થી. પ્રત ૩૦૦

વીર સંવત ૨૪૪૭. વિ. સં. ૧૯૭૭. ઇ. સ. ૧૯૨૦

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે

છાપ્યું. ઠે. પાંચકુવા નવાદરવાજા-અમદાવાદ.

મૂલ્ય ૦-૧૦-૦

# ત્રીજી આવૃત્તિના અભિપ્રાયો.

માન્યવર મુનિ મહારાજાઓ, સદ્‌ગૃહસ્થો અને વર્તમાન પત્રો તરફથી આવેલા અભિપ્રાય પત્રોમાંના થોડાકને અત્રે જગ્યા આપવામા આવે છે.

---

મહાત્મા શ્રી લવજી સ્વામીનું જીવન ચરિત્ર કે જે તેઓના શિષ્ય જેઠમલજી સ્વામી તરફથી લખાયેલ છે, તે પુસ્તક અમારા વાંચન તળે પસાર થતાં તેમાંના દરેક વિષયોએ અમારા મગજ ઉપર ઉંડી અસર ઉત્પન્ન કરી છે. વળી તેઓના તરફથી અત્રે વઢવાણ કેમ્પ ખાતે બે જાહેર ભાષણો આપવામાં આવેલ તેની દરેક ઉપર ઉંચી છાપ પડેલ તે ઉપરથી સારી રીતે પુરવાર થાય છે. સાધુ પુરૂષોનું જીવન હંમેશાં પોતાના એકલાનું હીત સાધવા નીમિત્તે હોતું નથી, પરંતુ દુનિયાના દરેક પ્રાણીઓના કલ્યાણ માટેજ હોય છે, તે સ્વામીજીના જીવન વૃતાંત ઉપરથી સારી રીતે જોઈ શકાય છે. તેમની માફક બીજા મહાત્માઓ પણ પોતાની શક્તિને એકલી ધાર્મિક બાબતમાંજ ગોંધી નહીં રાખતાં સામાજીક બાબતોમાં પણ તેનો ઉપયોગ કરશે તો જૈનોની પ્રવૃતિઓનું એક શુભ ચિન્હ ગણાશે.

વઢવાણ કેમ્પ તા. ૬-૫-૧૯૧૬.

C. J. Ghia.
એલ. એમ. અન્ડ એસ.
આ, સરજન, વઢવાણ સીવીલ સ્ટેશન.
એન્ડ
મોહનલાલ જીવણલાલ.
બૅરીસ્ટર-એટ-લૉ.

પ્રસિદ્ધ તત્વવેત્તા, પંડીતરાજ, શ્રી ઉત્તમચંદ્રજી સ્વામી ( લીંબડી સંપ્રદાય ) લખીત અભીપ્રાય મોકલાવે છે કે-મુનિશ્રી જેઠમલજી તરફથી મહાત્મા શ્રી લવજી સ્વામીના જીવન ચરિત્રની બીજી આવૃતિ જોતાં પુસ્તક દરેક રીતે ઘણુંજ સરસ થયું છે. પ્રથમાવૃતિ દ્વીત્યાવૃતિ લખાણ વીગેરેથી ઘણીજ સુશોભિત બની છે. અલબત ગુરૂના ગુણ ગાવા એ શિષ્યનો મુખ્ય ધર્મ છે અને તે અનુસાર મુનિશ્રીએ જે કર્યું છે તે વ્યાજબીજ કર્યું છે. તેની એક નકલ પૂજ્યશ્રી અજરામરજી સ્વામી જૈન પુસ્તક ભંડાર ખાતે કચ્છ માંડવી મોકલાવશો.

સ્થળ કચ્છ ગુંદાળા. સંવત ૧૯૭૦ના ભાદરવા સુદી ૧૫ ને શુક્ર

---

પંડીત, વકતા, કવીવર્ય, નાનચંદ્રજી સ્વામી (લીંબડી સંપ્રદાય) નીચે મુજબ પોતાનો અંગત અભિપ્રાય લખી મોકલાવે છે કે, "મુનિશ્રી જ્યેષ્ટમલ્લજી" સ્વામી તરફથી, મહાત્માશ્રી લવજી સ્વામીના જીવન ચરિત્રની બુક મળી પ્રથમ કરતાં આ આવૃત્તિ સુંદર બની છે. પ્રયાસ ઘણોજ વખાણવા યોગ્ય કર્યો છે. વાંચતાં તમારી અનન્ય ગુરૂભક્તિનું નિદર્શન થાય છે. અન્ય મતાનુયાયીઓને સમજાવવામાં તમારો પ્રયાસ સફલ ઉતર્યો છે. અત્રેથી મોકલેલ પુસ્તકો સ્વીકારશો વીગેરે;

સ્થલ લીંબડી વીર સંવત ૨૪૪૦ વીક્રમ ૧૯૭૦ ભાદરવા સુદી ૧૫ શુક્ર.

પંડીત, કવીવર્ય, પ્રસિદ્ધ વક્તા, પુજ્ય શ્રી ઉમેદચંદ્રજી સ્વામી (બરવાળા સંપ્રદાય) લખી મોકલાવે છે કે—પ્રિય મહાશય? મુનિરાજ શ્રી જેઠમલજી તરફથી મહાત્મા શ્રી લવજી સ્વામીના જીવન ચરિત્રની ચોપડી મળી, વાંચતાં, વિચારતાં, અને અનુભવતાં આનંદમાં અભિવૃદ્ધિ ઉદભૂત થઇ. જેની અંદર જનપદ દેશ વિચરી અનેક સ્થલોમાં જાહેર વ્યાખ્યાન દ્વારા લોકોમાં અભય દાનાદિ સત્કાર્યોની ઉંડી અસર કરાવી ઘણા સદગામી જીવોની હૃદયકરણીકામા કરૂણાભાવ ઉત્પન્ન કરાવી કર્ત્તવ્ય પરાયણતાયુક્ત કાર્યોના સચ્ચોટ પુરાવાની ઉક્ત લેખ પ્રતિત કરાવે છે. તદ્દપરાંત અનેક સ્થલોએ મહાવીર જયંતિ ( ચૈત્ર સુદી ૧૩ ) નો મહાત્મ પ્રદ ઠરાવો પસાર કરાવી જૈનોદય તેમજ જીવ દયા મહતાની અધિકતર વૃદ્ધિ કરાવવા ઉપરાંત માંસ, મદીરાદિક અયોગ્ય અને માદક પદાર્થોના ખોરાકના ભોગોપભોગના દોષોનું નિરૂપણ કરી તેનાથી થતા નુકસાનોથી બચાવવા ઉપકૃત થયા છો, તેને માટે ધન્યવાદ ઘટે છે. પવિત્ર ભાવનાવાળા મહાત્માઓના પવિત્ર ચરણથી સ્પર્શિત થયેલી ભૂમિના અહોભાગ્ય છે. તો પછી તેઓના સત્ય સમાગમમાં આવતા માનવજનોના ચક્ષુ દર્શનથી કરણપુરી અમૃત તુલ્ય મિષ્ટ અને ઇષ્ટ વાણીથી કરકમલ અભય દાનાદિ ઉચિત્ત દાનોથી યાને હૃદયાદિ કમલ કરણીકા સ્થાનો સદભાવનારૂપ વૃષ્ટિવડે પુષ્ટી પામી સંતુષ્ટ થવા પામે તેમાં આશ્ચર્ય શું? તેને માટે એક કવી કહે છે કે—

> સરોવર તરૂવર સુગણનર, ત્રણેકા એહ કામ;
> પરમાર્થ કે કારણે, જગમાં કીયા મુકામ.

એ ન્યાયનો સમાવેશ સંતજનોની સત્યતામાં થયેલો છે. છેલી ૬૮ ની સાલમાં મેવાડ ભૂમિના વીશાળ પ્રદેશને રોકી પડેલા પ્રાણ

ઘાતક ભીલ લોકોને એક પરમહંસજીએ ઉપદેશદ્વારા ચોરી, જીવહિંસા વગેરે કેટલાક દુષ્ટ અને ક્રૂર કર્તવ્યોથી બચાવી લગભગ સવા લાખ ભીલોને પોતાના અનુકરણમાં પ્રવર્ત કર્યા છે. તો પછી અહિંસા ધર્માનુયાયીને માટે કહેવુંજ શું ? સુજ્ઞેષુ કીં બહુના. અત્રેથી મોકલેલ બુક સ્વીકારશો.

સંવત ૧૯૭૦ ના આશ્વિન શુકલપક્ષ વીજીયાદશમી સ્થલ ભાવનગર.

---

પંડીત, વકતા, સુકંઠી, મહારાજ શ્રી મોહનલાલજી સ્વામી (બરવાળા સંપ્રદાય.) ઉપલેટા મુનસફ સાહેબ મારફત લખાવે છે કેઃ—

મહાનુભાવ, પંડિતરાજ, જૈન ધર્મોન્નતિકારક શ્રી જેઠમલજી મહારાજ તરફથી રચાઈ બહાર પડેલી પ્રૌઢ પ્રતાપી પંચાચાર પાળક અષ્ટમદ ગાળક શાંત દાંત ક્ષમાદી ગુણોપેત મહાત્માશ્રી ૧૦૮ જીવજી સ્વામીનું જીવન ચરિત્રનું પુસ્તક વાંચી મ્હને પૂર્ણ સંતોષ થયો છે.

કારણ કે તમોએ દેશાંતરમાં વિચરી પૂર્ણ તસ્દી લઇ સ્વમતિ પરમતિ અને રાજાદિકમાં ખુબ ધર્મોન્નતિ પ્રસારી છે. તેથી ખરેખર જૈનધર્મીઓને મગરૂર બનવાનું છે. પ્રાચિન કાળમાં આપણા વીર પ્રણિત દયા ધર્મની જાહોજલાલી અખીલ વિશ્વમા ઝળકી રહી હતી અને તે જાહોજલાલીની વિજયવંત પતાકા તળે ક્ષત્રિઓ, બ્રાહ્મણો, વૈસ્યો અને શુદ્રો વગેરે જૈન ધર્મરૂપી સાંકળના અંકોડા તરીકે જોઈન્ટ રહી આર્ય ભૂમિને આર્યત્વથી ભૂષિત કરતા હતા. પરંતુ અવાર્ચિન કાળમાં ફક્ત વૈસ્યો દ્રષ્ટિગોચર જ થાય છે. તેનું મુખ્ય કારણ તપાસીએ તો ઉકત અધોગતિના નિમિત્તરૂપ આપણેજ છીએ, પણ હવે ચાલુ જમાનાને તેવા સાંકડા વિચારો તથા પ્રાપ્ત સ્થિતિનો

સંતોષ પકડવો એ કદી બંધ બેસશે નહિ, એમ ઉક્ત મહાત્માનો અવર્ણ્ય પરિશ્રમ આપણા શીર રહેલી જોખમદારીઓની ફરજ બજાવવા સારી રીતે શીખવે છે. આશા છે કે તેવીજ રીતે આત્મભોગ આપી અવાચક પ્રાણીઓનું સંરક્ષણ કરવા સમેત સત્યના અને દયાના પવિત્ર માર્ગથી વિરક્ત રહેલા જનોને સદરસ્તે દોરવા જે પ્રયત્ન કર્યો છે તેવીજ રીતે બલ્કે તેથી અધિકતર પ્રયાસનું મિષ્ટ ફળ આસ્વાદન કરાવી ઉપકૃત કરશો. તથાસ્તુ.

ૐ શાન્તિ. વીર સંવત ૨૪૩૯ ના જ્યેષ્ટ કૃષ્ણપક્ષ સપ્તમી બુધવાર સ્થળ ભાયાવદર.

---

ધર્મજીજ્ઞાસુ સત્યપ્રેમી સુભાભિલાષિ સન્માર્ગ સ્થિત મા. પ્રાગજી મુલજી. મુ. જેતપુર.

વિદ્યા વિલાસી, મુનિશ્રી વીનયચંદ્રજી સ્વામી (બરવાલા સંપ્રદાય) લખે છે-કે વક્તા મુનિશ્રી જેઠમલજી સ્વામી તરફથી બહાર પડેલ શાંત મહાત્મા શ્રી લવજી સ્વામીના જીવન ચરિત્રનું પુસ્તક વાંચ્યું, વિચાર્યું, અનુભવતા પુસ્તક સંકલના સમયાનુસાર વિચારતાં પ્રિય પ્રજાને અનુકુળ થઇ પડે તેમ લેખશૈલી ઉંચ્ચા પાયા પર ઉપસ્થિત થયેલી અવલોકવામાં આવે છે......શાંત મહાત્મા શ્રી લવજી સ્વામી ઘણા સદ્‌ગુણી છે. તેમના સંબંધમાં જેટલા સદ્‌ગુણોની સંકલના ગુંથવામાં આવે તે સ્વલ્પજ છે......વીગેરે. સં. ૧૯૭૦ ના આશ્વીન કૃષ્ણપક્ષ અષ્ટમી. સ્થળ બરવાળા બેલાશાના.

---

## શ્રી શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ પ્રકાશ.
### પાક્ષીક પત્ર.
તા. ૧ અકટોમ્બર સને ૧૯૧૪ ( પૃષ્ટ ૧૬ )

## સ્વીકાર વ અવલોકન.

મહાત્મા શ્રી **લવજી** સ્વામીનું જીવન ચરિત્ર—લીંબડી સંપ્રદાયના મુનિશ્રી **જેઠમલજી** મહારાજે પોતાના ગુરૂનું જીવન ચરિત્ર આ પુસ્તકમાં આલેખ્યું છે. જીવન ચરિત્ર વાંચતાં માલુમ પડે છે કે મહાત્મા શ્રી એ જૈનેતર પ્રજા ઉપર પણ ઘણો ઉપકાર કરેલો છે. કેટલાક ગરાસીયાઓ, રાજકુમારો, અને અધિકારીઓ વગેરેના પત્રો પ્રગટ કરવામાં આવ્યા છે. પત્રમાલા એવું સુચવે છે કે, મહાત્મા શ્રી તરફ એવા એવા લોકોનો પણ ભક્તિભાવ છે...........જીવન ચરિત્રના લખાણની શૈલી બોધદાયક છે.

---

પરમ પૂજ્યપાદ મુનિશ્રી જેઠમલજી સ્વામી.

આપનું બનાવેલ **મહાત્મા** શ્રી **લવજી** સ્વામીનું જીવન ચરિત્ર વાંચી બેહદ આનંદ ઉત્પન્ન થયો છે. પ્રથમતો જૈન મુનિઓમાં અને મુખ્યત્વે કરીને સ્થાનકવાસીમાં પુસ્તકો લખવાનો પ્રચાર ઘણો ઓછો છે. તેવા સમયમાં તમોએ પુસ્તક લખવાની શરૂઆત તરીકે તમારા ગુરૂશ્રીનું જીવન ચરિત્ર બહાર પાડ્યું તે ઘણું આવકારદાયક પગલું ભર્યું છે. અને હજી ભવિષ્યમાં લખવાનો પ્રયાસ ચાલુ રાખશો એ ઉમેદ સાથે નમ્ર અરજ છે. અને જો તેમ કરવામાં આવશે તો જનસમાજ ઉપર મોટો ઉપકાર કરી શકશો. તમારા પુસ્તકના છેવટના પૃષ્ટ ૬૪ થી ૯૪ સુધી જે બોધરૂપે હકીકત આલેખવામાં આવી છે.

તેમાં થોડો ઘણો ઉમેરો કરી એક જુદા પુસ્તકના રૂપમાં જો બહાર પાડવામાં આવે તો લોકોને પોતાની ફરજનું ભાન કરાવવામાં ઘણો ઉપયોગી ભાગ ભજવશે. **જૈન** આચાર્યો જો **સુત્રો** વાંચવામાં અને તેનું રહસ્ય જમાનાને અનુસરતી શૈલીમાં સમજાવવામાં તેમજ તમારી માફક પુસ્તક લખવામાં તથા અન્યધર્મીઓને **જૈન** ધર્મના ઉંચા તત્ત્વો સમજાવી દયા માર્ગનો ફેલાવો કરે તો દેશનો સમાજનો અને દરેક વ્યક્તિનો જલદી ઉદ્ધાર થાય એ નિર્વિવાદ છે. આપના સુપ્રયાસને ઘણોજ ધન્યવાદ આપવા સાથે ભવિષ્યમાં અનેક એવા સુભકાર્યો કરી **જૈન** ધર્મનો વિજય વાવટો ચોગરદમ ફરકાવો એવી અંતિમ ઇચ્છા છે. પુસ્તક ઘણી ઉંચી શૈલીમાં લખાએલું છે. મહાત્મા શ્રીએ અન્યધર્મિ મતાનુયાયીમાં અહિંસા અને નીતિના ઉંચ્ચા તત્ત્વો ફેલાવવા ઘણો પ્રયાસ કરેલો છે. તેમાં વળી ખાસ કરીને ઘણા રાજવંસીઓમાં દયા ધર્મની અભિવૃદ્ધિ કરેલી અવલોકવામાં આવે છે. બીજા મુનિઓ પણ ઉકત અનુકરણ કરી **જૈન** ઉપાશ્રયમાંજ અને મુખ્યત્વે કરી સ્વયં સેવકોના આશ્રીતવાડામાંજ તે રસ ચખાડવા કરતાં સમસ્ત પ્રજાવર્ગને–ક્ષત્રી પુત્ર મહાવીર પ્રભુના સર્વમાન્ય અને ઔદાર્ય સિદ્ધાંતો છુટા હાથે વ્હેંચવા પોતાની કમર કસવા ચુકશે નહીં એવી અંતિમ પ્રાર્થના છે.

વિનંતિ સેવક.

**મણીલાલ હાકેમચંદ ઉદાણી.**

રાજકોટ } એમ. એ. એલ. એલ. બી. હાયકૉર્ટ વકીલ.
એમ. એ. ઍફ. ઍલ. ઍલ. સી. અમેરીકા

પંડીત મુનિરાજશ્રી નાનચંદજી સ્વામી ( કચ્છ સંપ્રદાય આઠ-કોટી મોટી પક્ષ ) નીચે મુજબ લખી મોકલે છે કે મુનિ મહારાજ શ્રી જેઠમલજી સ્વામી વીરચિત મહાત્મા શ્રી લવજી સ્વામીની કાર્કીર્દી યુકત જે ચોપડી મને બક્ષીસ તરીકે મોકલી છે તે ચોપડી આખી જ્યારે હું તપાસી ગયો ત્યારે તેની ખુશાલીનું વર્ણન શબ્દોથી થઇ શકે તેમ નથી.

તેની ભાષા એવી રસીક અને મનહર છે કે, તેના વખાણ હું શબ્દોથી કરી શકું તેમ નથી. હું ફરીથી મત આપું છું કે તેની વાકય રચના પણ ઘણી વખાણવા લાયક અને ઉત્તમ છે. આવા પુસ્તકો પ્રગટ કરવાથી આ દુનિઆની સપાટી ઉપર દરેક માણસ તેમાંથી સોનેરી લાભ મેળવે તેમાં કાંઇ પણ શક નથી;

સ. ૧૯૭૦ ના આસો વદી એકાદશી ને વાર બુધ

**સ્થલ અંજાર**—કચ્છ.

---

લીંબડી સંપ્રદાયના મુનિ મહારાજ શ્રી ૭ જેઠમલજી સ્વામીએ પોતાના ગુરૂમહારાજ શ્રી ૭ લવજી સ્વામીનું જીવનચરિત્ર ઉદાર બુદ્ધિથી લખ્યું હોય એમ પ્રતિત થાય છે. તેમના ગુરૂના બાલ જીવનના ભાગને અને દીક્ષા પછીના વૃત્તાંતને લેખકે આ દેશના અને અન્ય દેશના બોધક ઉદાહરણો અને વચનો પ્રકાસ્યા છે. પુસ્તકમાં જણાવ્યા મુજબ લેખકના ગુરૂમહારાજ શ્રી ૭ લવજી સ્વામિએ "મદનકુમાર નો રાસ" રચવા ઉપરાંત જૈનમતના શાસ્ત્રો ઉપર સમાલોચના કરેલી તેમાંથી જો હવે પછીની ત્રીજી આવૃતિમાં લેખક કંઈ પ્રસાદી રૂપે મુકી શકશે તો તેમના ગુરૂની લેખક તેમજ

સમાલોચક શક્તિનો જૈન સમાજને કંઈક સ્વાદ મળશે, અને યોગ્યતા પૂર્વક આદર અને સ્વીકાર યોગ્ય થઈ પડશે.

ગોંડલ, તા. ૧-૧૨-૧૯૧૪ મંગળવાર.

દા. કેશવલાલ હિંમતરામ, કામદાર
બી. એ.

---

Rajkot Date 12-1-1915.

Rev. Muni Shri Jethmalji Swami.

I really appreciate the feelings that pervade you in raising the fan e of Jainism to such an extent and restoring to it to the very high level once occupied in the world but which has during the last century gone a little into obscurity on account of the chilling of zeal on behalf of its followers.

I am placed under a very deep obligation by having been vas heed to read the biography of Muni Shri Lavji Swami which indticates what powerful influence and immense good Muni Shri has exercised and done respectively upon and to people within and beyond the pale of Jainism. Muni Shri's efforts to make known that real meaning of Jainism by showing that it

consists in doing the greatest good to the greatest number of living beings are really praise worthy in short I beg to express that there is strong necessity of the presence of Mahatmas like Muni Shri Lavji Swami to show to the world what Jainism is and to eradicate from the minds of the other religionists the prejudicial notions and belief cherished and expressed against Jainism on account of their ignorance of it;

Yours Obediently,
CHANDULAL JETHALAL MEHTA,
B. A. L. L. B.
Assistant to the Head accountant
Kathiawar Agency Rajkot.

---

પૂજ્યપાદ્ સ્વામીજી લવજી સ્વામીનું જન્મ વૃતાન્ત મળ્યું. વાંચતા મને અનહદ આનંદ ઉપજ્યો છે. તથા તે સબંધે મારા જે વિચારો ઉદ્ભવ્યા છે તે નીચે ટાંકું છું. આવા મહાન પુરૂષો ભારત ભૂમિના સદ્ભાગ્યે આ અવની પર થતા આવ્યા છે અને થતા જાય છે. ને તેથી જ આ ભારત ભૂમિપર મહાન વિપત્તિઓનાં કાલ ચક્ર ફરી જવા છતાં ઇત્તર મહાન પ્રજાની માફક ભારતવાસીઓનો સદંતર નાશ પામ્યો નથી- આવા લીબરલ વિચારો તેમજ ઉત્કટ

ભાવનાનું અનુકરણ આપણા ધર્માચાર્યો તથા અન્ય ધર્મના નેતાઓ અહોનિશ કરતા રહે એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. આપના તરફથી ખંભાલીઆની ' પ્રજાને જે જાહેર વ્યાખ્યાનોદ્વારા અલભ્ય લાભ મળ્યો છે તે ખાતે હું તથા ખંભાલીઆની પ્રજા આભારી છીએ.

જામ ખંભાલીઆ, } **જીવણદાસ ડુંગરશી સરાયા**
તા. ૨૫-૧-૧૩. } બી. એ. એલ. એલ. બી. મેજીસ્ટ્રેટ ખંભાલીઆ.

---

Wadhan City Date 6-4-1915.

The life sketch of the great muni Lavji Swami can show to a man of heart how possible it is to stop **killing हिंसा** in this world by Jains efforts altogether.

Yours trustworthy
(Sd) **DURGASHANKER PRAGJI DAVE-**
**B. A.**
Teacher of Dajiraj High school.

---

**જોડીઆ બંદર** તા૦૨-૫ ૧૯૧૫.

વિનંતિ કે **મહારાજ** શ્રી જયેષ્ટમલજી કૃત **ગુરૂમહારાજ** શ્રી લવજી સ્વામીના " જીવન ચરિત્ર " નું પુસ્તક વાંચી ઘણો આનંદ થયો છે. પુસ્તકની ભાષા ઘણી સરલ અને મધુરી સાથે ઉપદેશથી ભરપુર છે. મહારાજશ્રીનો પ્રયાસ આ દિશામાં ઘણો ઉત્તમ છે. તેઓ સાહેબે જૈન વર્ગ સિવાય રાજવંશી, પારશી, અને અંગ્રેજો વિગેરે

ઇત્તર વર્ગમાં આપણાં ઉચ્ચ જૈનધર્મની ઘણીજ ઉંચી છાપ બેસાડી છે, તથા ધર્મની ઘણી પ્રભાવના કરી છે. તે જોઇ ઘણો આનંદ થાય છે. મહારાજશ્રી લવજી સ્વામી ઘણાજ વિદ્વાન છે તેનો પુરાવો તેઓશ્રીએ બનાવેલ "દશવિકાલીક" પુસ્તક ઉપરથી સારી રીતે મળે છે. હું આશા રાખું છું કે, તેઓશ્રીની રચીત ઉપયોગી કૃતીને જો જાહેરમાં મુકવામાં આવે તો તેથી જનસમાજને ભારે લાભ મળે અને તેમ થવા ખાસ જરૂર છે. મહારાજશ્રી જ્યેષ્ટમલજી સ્વામી પોતાનો પ્રયાસ આ દિશામાં વધારે તેવી પ્રાર્થના સાથે ભવિષ્યમાં તેઓ જનસમાજ ઉપર મહોટો ઉપકાર કરી શકશે, એવી ચોકસ આશા બાંધી શકાય છે......વીગેરે.

હમેશનો આભારી શિષ્ય.
મુળચંદ નેમચંદ વોરા, ડીસ્ટ્રીક્ટ પ્લીડર.
ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ. જોડીઆ બંદર

---

## લવજી સ્વામીનું જીવન ચરિત્ર.

સ્થાનકવાસી સાધુ લવજી સ્વામીના આ જીવનચરિત્રમાંથી ઘણી જાણવા લાયક બાબતો મળી આવે છે. પ્રકાશક–સંઘવી સવચંદ હરજી જામ ખંભાલીઆ. કિ. ૩૦. ૦ાા પૃષ્ટ ૧૩૨

દિગંબર જૈન શ્રી વીર નિર્વાણ સચિત્ર ખાસ અંક (સુરત) વર્ષ ૮ મું. અંક ૧ લો પેજ ૨૦

**श्रीपच्छुककोकिलपारावतबर्हिनिनादिति विविधोद्यानसुशोभिते नेम्बाख्य रे कृताधिवासं संस्कृतगुर्जरीग्लिशभाषाविशेषनिपुणमुपशमशीलं मुनिवर्यं ज्येष्ठमल्लजीनामानं वटपुरनिवासी**

सोमेश्वरोऽभिवादयति परं च वक्ष्यमाण प्रकारेण स्वाभिप्रायं निवेदयति ।

मुनिवर्यैर्भवल्लिखितं महात्मनो लवजी स्वामीनो जीवनचरित्रमवलोकितं मया अहो सुष्टुतरं कृतमेतद्भवद्भिर्यत्साधुगुण भूषणभूषितस्येदृशस्य महात्मानो महात्म्यसुचको वृत्तान्त उपवर्णितः ।

नूनमिदृशा लोके विरला उपलभ्यन्ते चोत्पद्यन्ते नृणां भूरिभाग्यनैव अवश्यमेवास्य मुनिवर्यस्य चरित्रश्रोतृणां हृदिकरुणोपशमपरोपकारित्व शीलसदाचरणादयोगुणा आविर्भविश्यन्त्येवेत्याशासे ।

## ली. पंडित सोमेश्वर रघुनाथ. (मुंबइ.)

---

લવજી સ્વામીનું જીવન ચરિત્ર—આ નામનું પુસ્તક અમોને તેના લેખક સ્વામીશ્રી જેઠમલજી તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે. મહાન પુરૂષોના જીવન ચરિત્ર દરેક મનુષ્યના હૃદય ઉપર ઘણીજ ઉંડી અને સચોટ અસર કરે છે; એમાં પણ ધાર્મિક જીવન ગાળનાર મહાન પુરૂષના જીવન ચરિત્ર મનુષ્ય હૃદયને ધર્મ પ્રત્યે ારવી હેમના પોતાના આત્માનો અને દેશનો ઉદ્ધાર કરે એ નિર્વિવાદ છે. મહાત્માશ્રી લવજી સ્વામીએ ફક્ત જૈન સંપ્રદાયના મનુષ્યની લોકપ્રિયતા મેળવી છે એટલુંજ નહિ પરંતુ અન્ય સંપ્રદાયના મનુષ્યો પણ હેમને તેટલીજ માનની દ્રષ્ટીથી જુએ છે. જીવન ચરિત્ર હેમના

વિદ્વાન શિષ્યના હાથથી લખાયેલું હોવાથી વિશેષ લોકપ્રિય થશે એ નિ:સંશય છે. મહાત્માશ્રી લવજી સ્વામીએ બારવર્ષની કુમળી વયે દિક્ષા લીધી હતી જે ત્હેમના સંદગુણી માત પીતાનેજ આભારી ગણી શકાય. તેઓ ઘણે સ્થળે જાહેર ભાષણો આપીને લોકોને હૃદયમાં ધર્મની ઉંડી છાપ પાડવામાં ફળીભુત થયા છે. આ પુસ્તક ખરીદવાની અમો દરેકને ભલામણ કરીએ છીએ. કારણકે શૃંગારિક નવલ કથાઓ વાંચવાને બદલે આવા મહાન પુરૂષના જીવન ચરિત્રો વાંચવાથી ઉત્તમ લાભ થાય છે. સ્વામીજીનું જીવન એક દ્રષ્ટાંતરૂપ હોઇ અમે પુન: સર્વ બાઇઓને તે વાંચવાની ભલામણ કરીએ છીએ.

**ધી ઇન્ડીયન લૉયલીસ્ટ પત્ર.**

તા૦ ૨૯ મી જુન ૧૯૧૫ અંક ૪૪ પેજ ૧૬.

---

વાંકાનેર તા૦ ૨૨-૬-૧૯૧૫.

पुज्यपाद मुनि महाराजश्री ज्येष्टमल्लजी, भवद संपादित मुनिश्वर लवजी स्वामीका जीवनवृत्तांत मुझे मिला मेने जीस्का आद्यान्त पाठ कर लीया सुज्ञ शिष्योकों करने योग्य कर्तव्य आपने कीयादे गुरुप्रति शिष्यकी जोजो जीव्रतर भावनाओ होनी चाहीये वो आपश्रीके अंतःकरणमें यथास्थित गडी हुइहे.

श्रीमान लवजी स्वामीने जोजो नीति धर्म वर्धक कार्य कीये हे वो सब आपने यथार्थ दिखादीया हे सदधर्म रक्षक

लवजी स्वामी जेसे गुरु ओर आप जेसें गुरु भक्त शि
हरेक संस्थाओमे होयही मेरी परमकृपाल परमेश्वरसें प्र
र्थना है.

आपका दर्शनाभिलाषी,

नथुराम सुंदरजी शुक्ल. (૨૭૬વી.)

वांकानेर, काठियावाड.

---

Muni Maharaj Shri Jethmalji Swami.

It is with much pleasure that I have rea
the biography of મહાત્મા શ્રી લવજી સ્વામી. Th
book, at a glance, shows the extraordinar
efforts Maharaj Shri Lavji Swami has made, t
preach the principles of Jainism to men, othe
than Jains and the amount of success, he ha
met with, in impressing those principles upo
them.

The language of the book is simple an
effective, and the Mustrations in it are beauti
fully worded and properly inserted, whicl
reveal to us the command of language and wid
knowledge the author possesses.

It is hoped Mahaıajas will try their best to preach principles of Jainism to all persons *without* distinction of caste *or creed.*

Wankaner.
28th June 1915.

Yours Obediently,
L. D. MEHTA B. A.
Science Teacher,
Wankaner High School.

---

**વઢવાણ શહેર.** તા. ૧૫-૪-૧૯૧૬

મહાત્મા શ્રી **લવજી** સ્વામીના જીવન ચરિત્રનું પુસ્તક મને મળ્યું. અને તે પુસ્તક વાંચતા તેઓ મહાત્માંએ પોતાના જીવનને પરોપકારી કાર્યોથી સુશોભિત બનાવવ ઉપરાંત તેઓશ્રીએ દરેક પળને સદ્ પ્રવર્તિ વડે શણગારેલ દ્રષ્ટીગોચર થાય છે અને તેની શુભ નોંધ તેઓશ્રીના શિષ્ય વકતા મહારજ શ્રી જેઠમલજી સ્વામીએ લઈ **જૈન** સમાજને ઉપકાર તળે મુકેલ છે. વધુ ખુશી થવા જેવું તો એ છે કે જૈનેત્તર વર્ગના અને રાજ્ય કર્તાઓના મગજ ઉપર **જૈન** સાધુ પુરૂષોના પવિત્ર ભાવના સાથે ઉગ્ર ત્યાગની સજ્જડ છાપ પાડવામાં આવી છે. પુસ્તકની ભાષા ઘણીજ આકર્ષક અને બોધક જોવામાં આવે છે.

**દા. કાલીદાસ નાગરદાસ શાહ.**
**એમ. એ.**
( કેળવણી ખાતાના વડા અધિકારી સાહેબ )
**વઢવાણ સ્ટેટ.**

---

## CERTIFICATE.

To,

MAHRAJ SAHEB JETHMALJI SWAMI.

It was very kind of you to send me a copy of your book મહાત્માશ્રી લવજી સ્વામીનું જીવનચરિત્ર I have gone through it with great interest. You must have laboured hard to bring it to such perfection. I think very highly of it and consider it does you great credit.

*Jam Kandorna.*
18th July 1913.

Yours obediently,
NAVALCHAND V.
M. G. JAM KANDORNA.
DISPENSARY.

બગડુશાળા. તા. ૪–૩ ૧૩.

જણાવવાને આનંદ થાય છે કે, આજે જૈનમતાનુયાયી સ્વામી મહાનુભાવ લવજી સ્વામી તથા તેમના શિષ્ય જેઠમલજી સ્વામીનું ચદ્દચ્છ્યા અત્રે પધારવું થયું, તેમની સાથે જ્ઞાન વિનોદ થયો, જેમાં ભાવી હિંદને હવે કેવા ધર્મ વિચારની આવશ્યકતા છે, તે વિષે વિશિષ્ટ ઉહાપોહ થતાં તેમના સદ્વિચારો ખરેખર એક નૂતન સુધારકને પણ પશ્ચાત મુકે તેવા સ્તુત્ય અને આશ્ચર્ય છે. તેમની પુરાણી પ્રભામાં પ્રસ્તુત નૂતન તેમના વિચારો તેમના તરફ અન્ય મતાનુયાયી કોઇ પણ ત્યાગી વ્યકિતઓને પુજ્યભાવ પ્રકટાવવાને પુરતા છે.

આજકાલ ઉપદેશકોની અતિ ક્ષતિ જોવામાં આવતી નથી પણ

એટલું તો પ્રાસંગિક હોય તે કહેવાયો સિવાય રહેવાતું નથી કે તેઓના ઉપદેશમાં પોતાનો કક્કો સચ્ચોટ સિદ્ધ કરવાની ચમત્કૃતિ શબ્દ સંકલનાં યુક્ત વાક્યાવલી બાદ કરતાં કેવળ નિઃસારતાજ શેષ હસ્તગત થાય છે. જો કે ઉક્ત સ્વામીશ્રી અમુક વિશિષ્ટ સંસ્થાના ઉપદેશક છતાં સામાન્ય ધર્મના સર્વ સામાન્ય મૂળતત્ત્વો પોતાના ઉપદેશમાં પ્રબોધે છે.

સ્વામીશ્રીનો હિંસાવર્જિત અને હિંસામાંજ રચ્યા પચ્યા રહેનારા મનુષ્યોમાં સચોટ ઉપદેશ છે. એટલુંજ નહિ પણ સાંભળતાંજ તેવા મનુષ્યો પોતાનો પ્રમાદ સમજતાં પશ્ચાતાપ કરી સ્વામીશ્રીના "**अहिंसा परमो धर्मः**" ના ઉદાર વાવટા નીચે જીવન સમર્પણ કરે છે. એજ સ્વામીશ્રીના ઉપદેશનો અદ્ભુત વિજય છે.

પવિત્ર પ્રિયદેશના બંધુઓ, તમે હિંદુ હો કે ભલે મુસલમાન હો કે સનાતની હો કે સમાજિષ્ટ હો, વૈષ્ણવ હો કે શૈવ હો, પારસી હો, કે ઇસુ હો, થીઓસોફીસ્ટ હો કે બુદ્ધિષ્ટ હો, જૈની હો કે બ્રાહ્મી હો, જે હો તે હો.

ભલે સ્વધર્મના વિશિષ્ટ મુળતત્વો વિશેષ ફરજ તરીકે સ્વીકારો કિન્તુ સર્વધર્મના સામાન્ય ધર્મ સિદ્ધાન્તમાં સર્વનું ઐક્ય સુદૃઢ થાઓ અને અન્યોઅન્ય ઇર્ષા, દ્વેષ અને કુસંપના વિષમય બીજો તદ્દન લય થાઓ એવું સ્વામીશ્રીના ઉપદેશનું લક્ષ્ય કે તે પ્રત્યેક બંધુને અને ધર્મ પ્રવર્તક આચાર્યશ્રીઓને સ્વીકાર્ય અને શીરોધાર્ય છે.

તેમનું જીવન નખશિખ ઉચ્ચ અભિલાષિત જગહિત સાધના સાધતું દ્રષ્ટિગોચર થાય છે.

शान्तो महान्तो निवसन्ति सन्तो
वसन्तवलोकहितं चरन्ति ।
परोपकारार्थे विचारशीलः ।
न हेतुनान्या विचरन्ति सन्तः ॥

પ્રાચીન કવિએ વર્ણવેલ સાધુઓના ઉત્કૃષ્ટ ચરિત્રરૂપ ઉપમાન સાથે મહાનુભવ સ્વામીશ્રીનું જીવન યથાતથ્ય ઉપમેય થાય છે.

પરમાત્મા તેમના જરાગ્રસિત તનુમાં વિશેષ આત્મબળ તથા આયુર્બળ પ્રેરે અને તેમનું શિક્ષણિય અને અનુકરણિય જીવન ઉત્તમ મધ્યમ અને અધમ જીવાત્માઓને ઉદ્ધારણ કરવામા જયવંત દષ્ટાંતરૂપ બનાવે એવી અંતિમ્ ઇચ્છા છે, ઇત્યલમ શાન્તિ. શાન્તિ. શાન્તિ.

લી.

ધનેશ્વર શર્મા કેવડાકર.

---

ક્ષત્રિય કુલોત્પન્ન મુનિ મહારાજશ્રી જેઠમલજી સ્વામી તરફથી તેમણે રચેલ તેઓશ્રીના ગુરૂવર્ય શ્રી લવજી સ્વામીજીના જીવન ચરિત્રની બુક મલી છે. મુનીશ્રી જેઠમલજીએ ગુરૂ મહારાજના જન્મ સમયથી અત્યાર સુધીનું જીવન ચરિત્ર પ્રગટ કર્યું છે. જૈન મુનિઓના જીવનની પુર્વાવસ્થા ( ગૃહસ્થાશ્રમ ) તથા ઉત્તરાવસ્થા ( સન્યસ્તાશ્રમ ) એમ બે ભેદ પડે છે આ જીવન ચરિત્રમાં બન્ને ભેદનો ચીતાર પ્રદર્શીત કર્યો છે. જે અત્રક્ષ્લોકતા સમજાય છે કે પૂર્વા વસ્થામાં જે દેહાત્માનુ જીવન સંસ્કારી હોય છે તે આત્મા ઉત્તરાવસ્થા

( સાધુ જીવનમાં સ્વપરનું શ્રેય સુગમતાથી કરી શકે છે. ચરિત્ર નાયક મહાત્માની પુર્વાવસ્થા સંસ્કારી અને બાળવયથીજ ધર્મ ભાવના પ્રત્યે પ્રિતી યુકત હોવાથી સંસારની માયા પ્રવર્તિમાં આશકત પણે નહિ લોભાતા ધર્મ પ્રેમના બળવાન સંસ્કારોથી ઉદભવ તા વૈરાગ્ય બળને લઈ તેમણે સાધુ જીવન દશામાં કાઠિઆવાડ પ્રદેશના કેટલાક ઇંદ્રીયાશક્ત માંસભક્ષી ગરાસીઆઓના હૃદય ઉપર જૈન ધર્મના **अहिंसा परमोधर्मः** એ સુત્રની સદબોધ આપી સારી અસર પાડી છે અને મતમતાંતરની પ્રપંચ જાળમાં નહિ પડતા મહાવીર પ્રભુના માર્ગ અનુસારે યથા શકિત ભાવે તેમણે ચારિત્ર ધર્મમાં રહી પોતાનું શ્રેય સાધ્યું છે અને જૈન તથા જૈનેતરોને પોતાના બોધથી માર્ગ તરફ આકર્ષિત કરી પોતાની ફરજ બજાવી છે. તેમજ ચરિત્ર નાયકના જીવનની રેખા પ્રગટ કરી વકતામુનીશ્રી જેઠમલજી સ્વામીએ ગુરૂ ભકતી પણાનું કર્તવ્ય બજાવ્યું છે. શિષ્યોનો એજ ધર્મ છે કે પોતાના ઉપગારી ગુરૂનું જીવન જરા પણ અતિ શયોકતી વાપર્યા વિના સત્યભાવે જન સમાજ પાસે ધરી પોતાની ભકતીની ફરજ બજાવવી જોઇએ.

ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ, લી. જૈનશ્વેતાબરી મુર્તિપુજક સંત ચરણોપાસક.

લી०

અમદાવાદ.
તા.–૨૩–૮–૧૭.
ગુરૂવાર.

મુનિ જયવિજયજી.

દીવાન સાહેબ મારફત સ્વામીજી.

**મુ૦ વઢવાણ શહેર.**

જૈન કોમમાં અસાધારણ વકતા તરીકે ગણાતા મોરબી જાણીના દફત્રી રા, રા. મગનલાલ ગુલાબચંદ ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રે સાહેબ નીચે મુજબ પોતાનો અંગત અભિપ્રાય લખે છે કેઃ--

તા. ૨૬-૭-૨૦ નો પત્ર અભિપ્રાય સંગ્રહ સાથે મળ્ છે......રાજવંસીઓ તેમજ યુરોપીયન અમલદારો-આપશ્રીમાં જૈ ગૌરવ, મહિમા અનુભવતા થાય એ જૈન માર્ગની એક અ પમ સેવા છે. કેમકે તેમાં જૈન માર્ગના ઉત્કર્ષનો સં છે. વિશ્વની પરિસ્થિતિ બદલાઇ ગઇ છે. અનુપમ સત્યો પણ જુ લીબાસમા વધુ વખત રહેવાથી નિઃસ્તેજ થાશે. એ યથાર્થ ર જ્યાં સુધી સાધુ આચાર્યોના લક્ષમાં નહી આવે ત્યાં સુધી જ સમાજની નાડ હાથમાં રહી શકશે નહીં. સત્યના ઉપાશકો નિ નિર્ભય છે. નિર્ભયતા ત્યાગીની વિભુતિ છે. નિરિક્ષણ કરતાં તે કયા અને કેટલી દ્રષ્ટી ગોચર થાય છે ? તે આપજ વિચારશો....... સત્પુરૂષો, ત્યાગી, સાધુઓ જ્યાં સુધી વિમળ ચારિત્રથી તે સ પ્રતિ પાદન નહીં કરતાં કેવળ વાણીનો વ્યાપાર કરશે ત્યા સુ ધર્મયાત્રા વાણીજ્ય રૂપે સ્થિતિ કરશે...........ગુરૂશ્રીજી (લવ સ્વામી) ને વંદન શ્રી પ્રભુ પ્રતાપે કુશળતા હશે.................

પૂજ્યભાવે.

| મોરબી. <br> તા. ૭-૮-૨૦ | } | **મગનલાલ ગુલાબચંદ.** <br> દફત્રીના અભિવંદન |
|---|---|---|

( ફસ્ટ કલાસ મેજીસ્ટ્રેટ )

# પ્રસ્તાવના.

પ્રાચિન કાળથી અદ્યાપિ પર્યંત જીવન ચરિત્રો લખવાની પ્રણાલિકા ચાલી આવતી જોવામાં આવેછે. આવાં ચરીત્રો લખવાંનો મુખ્ય ઉદ્દેસ માત્ર એજ છે કે દુનિયાની ભવિષ્યની પ્રજા પોતાના કર્ત્તવ્ય રૂપ દ્રવ્ય ભૂમિમાં પ્રચાર કરવા લલચાય અથવા તો તે ચરિત્રો તેમનો ઉત્સાહ વધારનારાં શુભ સાધનરૂપ થઇ પડે. વિશેષે કરીને વ્યવહારિક પુરૂષોના જીવન ચરિત્રો કરતાં ત્યાગી અથવા તો મહાત્મા પુરૂષોના જીવન ચરિત્રો અખિલ વિશ્વની સમગ્ર વ્યક્તિઓને સર્વાંશે અનુકરણ રૂપ થઈ પડે છે. મહાપુરૂષોના ચમત્કારિક ચરિત્રોથી સદ્‌ગુણના જીજ્ઞાસુ નરને એવા પુરૂષોની જીંદગીથી મહાબળવાન અને ઉતેજીતપણું મળે છે. કારણ કે એપુરૂષોએ આ સંસારરૂપ મહાન શાળામાં રૂડી રીતે રહીને પોતાના જીવન ચરિત્રની નોંધ દુનિયાને વારસામાં આપવા સાથે ભવિષ્યની પ્રજાના કલ્યાણ રૂપ વૃક્ષ હમેશ ફળે એવું બીજ રોપેલું હોય છે. મહાપુરૂષોએ નિજપંથને પોતાનું સર્વસ્વ અર્પી આત્મબલીદાન કરનારા આર્ય ભૂમિના મહાપુરૂષોનું નિરંતર સ્મરણ, તેમના ચરિત્રોનું વારંવાર અવલોકન અને તેમના દીવ્યપંથે વળતી વૃતિઓ વિગેરેની આજના તીક્ષ્ણ હરીફાઇવાળા જમાનામાં અત્યાવશ્યકતા છે અને તે અનેક રીતે આવાં પુસ્તકોથી પુરી પડે છે. વળી તે આંતરિક રીતે ઘણાજ શુભાશયવાળા હોય છે. પાશ્ચાત્ય પ્રજા ઇતિહાસો અને જીવન ચરિત્રો તરફ દિનપ્રતિદિન વધારે ને વધારે લક્ષ આપતી જાયછે. ત્યારે આપણા ભારતવાસીઓનું ધ્યાન તે તરફ કવચિતજ ખેંચાતું અવલો-

કવામાં આવે છે. યુરોપાદિ દેશોમાં મહાન પુરૂશોના સ્મરણાર્થે કાગળ પત્રો, વિચાર સમાગમના પ્રસંગો, ડાયરીઓ સાચવી રખાય છે. તેને યોગે ભવિષ્યમાં એવા મહાન્ નરોના જીવન ચરિત્રો લખનારને જોઇતી સગવડ મળી શકે છે. ત્યારે આપણા દેશમાં આવા યત્નો અલ્પ દ્રષ્ટીગોચર થાય છે. જેમ જેમ જીવનચરિત્રોનો બહોળો પ્રચાર થાય તેમ તે જનસમાજને કિંવા દેશને અપરિમિત ફાયદાઓ સંપાદિત થાય છે. તેને માટે જાણીતા લેખક મી. ગુટેએ લખ્યું છે કેઃ—

On the lives of Remarkable men inkstand and paper could least be spaired.

અર્થાત્ નામાંકિત નરોના જીવનચરિત્ર પાછળ શાહી કે કાગળની સહેજ કરકસર કરવી જોઇએ નહીં. ' સેલ્ફ હેલ્પ ' ના કર્તા કહે છે કે જેવી રીતે સ્માઇલ્સે પોતાના દેશના અને ખંડના પુરૂષોના સ્વપ્રાક્રમની નોંધ એકઠી કરીને બહાર પાડી છે તેવીજ રીતે દરેક દેશે પોતાના મહાપુરૂષોના સ્વાશ્રયની બીના બહાર પાડવી જોઈએ. પરન્તુ આપણામાં જીવનચરિત્રો લખવાનો અગાઉથી વહીવટ નથી તેથી એવો સંગ્રહ કરવા જોઇએ તેવું સાહિત્ય મળી શકવું મુશ્કેલ છે, અને તે ખાતે મારા મનને અફસોસ રહેછે. પણ નિરૂપાય ! જીવનચરિત્રોની નોંધવહીઓ પાછળથી ખાણરૂપ થઇ પડેછે અને તે ખજાનામાંથી તે દોલત તરીકે આપણને ઉપયોગી થઇ પડે છે તેથી વીગતવાર તપસીલ આપવી જોઇએ પૂર્વે થઇ ગએલા અશોક રાજાએ કોતરાવેલા શિલાલેખો આજે ભારતવાસીઓ તેમજ અન્ય પ્રજાનું ધ્યાન ખેંચી રહ્યા છે. આવા શિલા લેખો તથા તામ્રપત્રો વંચાવી તેના તરજુમાં પાછળ નામદાર બ્રિટિશ સરકાર ઘણો પૈસો ખરચે છે. તે શિલા લેખાદિ પ્રાચીન ભારત ભૂમિની સંસારિક અને ધાર્મિક એમ ઉભય પ્રકારની અમુક

સ્થિતિનું દીગ્દર્શન કરાવે છે, એટલું જ નહિ પરન્તુ અનેક માહીતીઓ પુરી પાડે છે. આવો એક લેખ સૌરાષ્ટ પ્રાંતમાં આવેલા ગિરનાર ડુંગરની તળેટીમાં એક મોટા પત્થર ઉપર કોતરેલો અવલોકમાં આવે છે. તે લેખમાં લખેલી બીનાનો સાંપ્રત સમયની ભાષામાં તરજુમો કરી આપવા માટે જુનાગઢના નામદાર નવાબસાહેબે વિદ્વન પુરૂષોને બોલાવી તેનો તરજુમો કરાવી પોતાના મ્યુઝીયમમાં રાખેલ છે. જીવનચરિત્રો કોનાં અને ક્યારે લખવાં ઉચિત ગણાય તે જાણવા અગત્ય છે. નહિ કે પાંચ વર્ષ થયાં નહિ ત્યાં તથા પોતાનાજ વાડામાં ભરાઇ રહી સ્વયંસેવકો ના મુખદ્વારા પ્રસંશા પાત્ર થઇ પડવાથી અથવા "**घरसुरा, मठपंडीया,** એ વાકયાનુસાર થઇ પડતાં મોટાં મોટાં પોથાં ભરી દેવાં, પરન્તુ જાણવું જોઇએ કે નાયકે લખવા જેવાં શું શું કાર્યો કર્યાં ? તે જોવું જોઇએ. વળી બીજી બાજુ દ્દષ્ટિપાત કરવાથી સહજ ભાન થયા વિના નહિજ રહે કે મનુષ્યોનું બહુધા પરસ્પરની સ્પર્ધા તથા અઘટીત ટીકા તરફ વધારે વલણ હોય છે અને તે કુટેવને લઇને જ આપણી પ્રજા જલદી આગળ વધી શકતી નથી. પોતે શું કરી બતાવ્યું તે જોયા પછીજ ઈત્તર વ્યકિત તરફ અમુક પ્રકારનો મત બાંધવો. એક વિદ્વાન કહે છે કે "ટીકા તો માત્ર વિદ્વાનોજ કરી શકે. અમુક કાર્ય સારૂં અગર નરસું કહેવાને માત્ર વિદ્વાનોજ સમર્થ છે. સામાન્ય મનુષ્યો અનાધિકારી છે વાસ્તે ટીકા કરવાને લાયક થયા પહેલાં અમુક વ્યકિતના કાર્ય વિષે દોષ બતાવવાની ગંભીર ભૂલ કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરવો. કેટલાંક જીવન ચરિત્રોમાં અતિશયોકિત અવલોકવામાં આવે છે. નજીવા વિષયોને વધારે પડતાં ખીલવવા ઉપરાંત સમગ્ર વ્યકિતઓને પોતાનું અનુકરણ કરી બતાવવામાં આવે છે. તેથી પરિણામે ખરેખર હાસ્યને પાત્ર થઈ પડે છે, પરન્તુ તેથી થતી લઘુતાની રીતિ

ખ્યાલમાં રાખી માત્ર સત્યનું અર્થાત યથાર્થ આલેખન કરવું એ સર્વાંશે અત્યુત્તમ ગણી શકાય, પણ કેટલાક સંપ્રદાયના મુનિઓએ અમારૂં અનુકરણ કર્યું છે. એવી રસમો જોડી દીધેલી હોય છે તો શું તેમ કરવાથી પોતાની વિદ્વતા વિભૂતિનો વિજય થવાનો હતો? પરન્તુ હેમાચાર્ય, ધર્મદાસજી, અજરામરજી સ્વામી * * * કે લોંકાશા જેવા મહાત્માઓએ કરેલ વાઘ ઇદ કોઇએ કરી બતાવી શું? એ સંશયાત્મક છે.

જે જે મહાપુરૂષોથી જગતનું કલ્યાણ થયું છે તે સર્વ અંતઃકરણની સબળ શાંત સ્થિતિમાં નિરંતર રહેનારા હતા એટલુંજ નહિ પરન્તુ તેઓના સમાગમમાં જે જે વ્યકિત ઓ આવી હતી તે સર્વને પોતાના આત્મરૂપ જાણી તેમના પર પ્રેમ કરનારા હતા. તેઓ પોતાના ઉચ્ચ વિચારોનો પ્રકાશ બીજા સામાના અંતઃકરણ પર નાખતા હતા, પરન્તુ બીજાઓના અંતઃકરણનો અંધકાર પોતાના અંતઃકરણમાં કદી પણ પ્રવેશ થવા દેતા નહિ. તેઓ પોતાનું સામર્થ્ય અન્યને અર્પણ કરતા હતા પણ અન્યની દુર્બળતા કદી પણ ગ્રહણ કરતા નહિ. જેમ પારસમણી હલકી ધાતુનો સ્પર્શ કરી તેને સુવર્ણ બનાવે છે, પણ પોતે સ્વગુણ છોડી લોખંડ બની જતું નથી તેમ તેઓ પ્રત્યેક મનુષ્યના સંબંધમાં આવી તેને ઉચ્ચ બનાવતા પણ પોતે કનીષ્ઠ બનતા નહિ, નીકૃષ્ટ મનુષ્યને ઉત્કૃષ્ટ બનાવવા અનેકવાર નીકૃષ્ટ ભૂમિકામાં ઉતરી પડતા જણાતા હતા, પ્રભો! અમારા પ્રતિનિધિઓનાં મન વિશાલ અને ઉદાર તથા કર્મમાં પ્રવર્ત કરી સ્વતંત્રતાના સ્વર્ગમાં જાગૃત કર! ફ્રાન્સના ઇતિહાસમાં એક સત્ય બનેલી હકીકત છે કે:—ફ્રાન્સના રાજા ૧૬ મા લુઇ તથા તેની રાણી (મેરી) એન્ટો એન્ટના જુલમથી કંટાળેલી પ્રજાએ બંડ કરીને રાજદ્વાર કેદીઓને કેદ કરવાના "બેસ્ટીલ" નામ

પ્રાચિન કારાગૃહના દરવાજા કેદીઓને નાસી જવા માટે જ્યારે મોકળા કરી દીધા અને વળી કેદખાંનાની કુંચીઓ " વૉસિંગ્ટન " ને મોકલી દીધી ત્યારે એજ કેદખાનાની અંદર નાનપણથી ઘડપણ સુધી રહેલા અનેક કેદીઓ કે જેઓ આ કેદખાનાનેજ જગત સમજતા હતા, તેઓ પોતાના છુટકારાથી ગભરાઈ ગયા અને અંધારી કોટડીમાંથી પ્રકાશમા આવતાં તેની આંખમાં ઝાંઝવાં આવ્યાં અને હવે ક્યાં જઈશું, શું કરીશું આપણી આંખો આ તેજ કેમ કરીને ખમી શકશે વિગેરે, ફીકર કરીને તેમનો છુટકારો કરવા આવેલી પ્રજાને પોતે હતા તેવીજ સુખી સ્થિતિમાં રહેવા દેવા પ્રાર્થના કરી ! !

એ ઉપનયે લાંબા કાળથી અજ્ઞાનરૂપી અંધકારના ભયંકર પંજામાંસપડાએલા હોવાથી નૂતન રોશની પ્રાપ્ત થવાથી ભવિષ્યમાં પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માની બેઠેલા અમારા વીરયોદ્ધાના હૃદયમાં જૈનોદયરૂપ ભાનુના ઉજ્જ્વળ કીરણોની રોશની જલદી પ્રદીપ્ત થાવ. એક નહિ પણ અનેક સત્ય પ્રયત્નશીલ અને સત્ય કર્ત્તવ્યનિષ્ઠ સમાજોદયના શુભ પ્રયત્ન આદરનાર પુરૂષો જલદી બહાર આવો. અમને એવાં દીવ્ય ઉત્કૃષ્ટ ધામ પહોંચાડવા માટે સત્ય પ્રવર્તિવાન કાર્યપરાયણ કર્તવ્યનિષ્ઠ અને સમાજના સઘળા અંગો તરફ સ્નેહ અને સમાનવૃતિથી જોનાર પ્રેમાળ હૃદયવાળા નેતા અથવા લીડરની જરૂર છે. પણ વિદ્વતાનો ડોળ અને ફાંકો ધરાવનાર અન્ય પાદુર્ભાવ પામતા નરરત્નોને કંટકરૂપ થઇ પડતા રકત (લાલ) કાનવાળાની કાંઈ પણ જરૂર છેજ નહિ. મનુષ્ય જીવન ચરિત્રોની વિસ્તીર્ણ રંગભૂમી ઉપરથી ધીરજ અને આગ્રહથી કર્તવ્ય તરફ કમર કસી મંડયા રહેનારના ઘણા જાણવાજોગ ચરિત્રો મળી આવે છે તેમાં આ ચરિત્ર પણ મુખ્યભાગ ભજવશે. ત્રીજી આવૃતિ ખલાસ થઇ જવાથી જનસમાજની ઉત્કટ ભાવનાને અનુસરી ઘણાજ સુધારા વધારા સાથે આ ચોથી આવૃતિ બહાર પાડવામાં આવી છે.

તથાસ્તુ. ૐ શાન્તિ શાન્તિ શાન્તિ.

# અનુક્રમણિકા.

**પ્રકરણ ૧ લુ વિદ્યાજીવન**

સુગુણોની ભૂમિકા ... ... ... ... ૧
વૈરાગ્યનું બીજ ... ... ... ... ૧૧
વૈરાગ્યની કસોટી ... ... ... ... ૧૬
બહોળો શાસ્ત્રાભ્યાસ ... ... ... ૧૯
ગુરૂ મહારાજનો સ્વર્ગવાસ ... ... ... ૨૫

**પ્રકરણ ૨ જું. પ્રવાસની સફળતા**

કાઠિયાવાડ પ્રદેશમાં વિહાર... ... ... ૩૦
લેખકનો ઉદ્ધાર અને શિષ્ય તરીકેનો સ્વિકાર ... ૩૪
સત્સંગની મહત્તા ... ... ... ... ૩૪

**પ્રકરણ ૩ જું. કર્તવ્યનું વિશાળ ક્ષેત્ર**

રાજવંશીઓ, યુરોપીઅનો તથા પારસીઓનું વલણ અને જૈનોદયનાં શુભ કાર્યો ... ... ૩૮
જીવહિંસા બંધ કરવી વગેરેને લગતા ઠરાવો ... ૪૩
જુનાગઢના વજીર અને મુસલમાન અમીરો ... ૪૭
સૌરાષ્ટ પ્રાંતના માજી પોલીટીકલ એજંટ ... ૫૫

**પ્રકરણ ૪ થું કૃત કાર્યનો પુરાવો**

કેટલાક અગત્યના પત્રો ... ... ... ૫૬
સ્વામીજીના પ્રયાસનું સંગીનપણું ... ...૧૨૧
મહાવીર જયંતી ... ... ... ...૧૪૨

God ? give us men, the time like this demands strong mind great, heart true faith and ready hand.

ઇશ્વર ? અમને નરરત્નો આપ; હાલના સમયમાં દ્દઢ મન, પ્રૌઢ હૃદય, ખરેખરી શ્રદ્ધા અને કાર્ય પ્રત્વ તત્પરતાવાળા મનુષ્યોની જરૂર છે.

સર વિલિયમ્ જોન્સ.

वदनं प्रसाद सदनं सदयं हृदयं सुधामुचो वाचः ।
करणं परोपकरणं येषां नते वंद्यः ॥

જેઓનું મુખ પ્રસન્ન, હૃદય દયાળુ, વાણી અમૃતઝરી, અને કર્મ પરોપકાર વાળાં હોય છે તેઓ કોને વંદવા યોગ્ય નથી? અર્થાત એવા મહાત્મા સર્વને વંદનીય છે.

Lives of great men all remind us,
We must make our lives sublime;
And departing, behind us,
Foot prints on the sonds of time.

**Longfellow.**

भव बीजांकुर जनना, रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो, जिनो वा नमस्तस्मै ॥

यत्र तत्र समये यथा तथा
योऽसि सोस्य भिधया यथा यथा ।
वीत दोष कलुषः सचेद्भवा
नेक एक भगवन्नमोस्तु ते ॥

त्रैलोक्यं सकलं त्रिकालविषयं सालोकमालोकितम्
साक्षाद्येन यथा स्वयं करतले रेखात्रयं सांगुलि ।
रागद्वेषमया भयान्त जरा लोलत्व लाभादयो
नालं यत्पदलं घनायस महादेवो मया वन्द्यते ॥
यो विश्वे वेदवेद्यं जननजल निधेर्भंगिनः पारदृश्वा
पौर्वापर्या विरुद्धं वचनमुपमं निष्कलंकं यदीयम् ।
तं वन्देसाधु वन्द्यं सकलगुणनिधि ध्वस्तदोष द्विषन्तम्
बुद्धं व वर्धमानं शतदल निलयं केशवं वा शिवं वा ॥

**અર્થ**:—ભવબીજનાં અંકુરને ઉત્પન્ન કરનાર રાગાદિ (કામ ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ) જેના ક્ષય પામેલા છે, તે બ્રહ્માહો અથવા વિષ્ણુ હો અથવા હર હો વા જીન હો, તેમને હું નમસ્કાર કરૂં છું. જે તે સમયે જેવો તેવો તું છે, જે તે નામવાળો છે તે તું જો દોષરૂપી કલુષ રહિત એકજ હો તો હે ભગવાન્, તને નમસ્કાર કરૂં છું.

પોતાની આંગળીઓ સહિત હથેલીની રેખા સાક્ષાત્ દેખાય છે તેમ જેને ત્રણ લોક સાક્ષાત્ દ્રશ્યમાન છે, અને રાગ, દ્વેષ, ભય, રોગ, મૃત્યુ, જરા, લોલુત્વ, અને લોભ, જેના પદનું ઉલંઘન કરવાને શક્તિમાન થતા નથી એવા મહાદેવને નમસ્કાર કરૂં છું.

જે વૈદ્ય જગતને જાણે છે, જેણે વિશ્વની ઉત્પત્તિ રૂપી રચનાનો પાર જોયો છે, તેનું વચન પુર્વાપર અવિરૂદ્ધ છતાં અનુપમ અને નિષ્કલંક છે, સાધુપુરૂષોને વંદન કરવા યોગ્ય છે, જેના દોષરૂપી શત્રુ નાશ પામ્યા છે, એવા સકલ ગુણનિધિ બુદ્ધ હો અથવા વર્ધમાન અથવા બ્રહ્મા હો કે કેશવ હો અથવા શંકર હોં તેને હું વંદન કરૂં છું.

" કુમારપાળ પ્રબંધ " ( જૈન સ્તોત્ર )

## અર્પણ પત્રિકા.

પૂર્વે જુદા જુદા દેશકાળમાં સર્વ વ્યાપ્ત અંધકાર દૂર કરવા માટે જે મહાત્માઓ ગમે તે સ્વાંગમાં ધર્મ યુધ્ધે ચ્હડી જનસમાજને માટે શાંતિ મેળવી આપી સ્વસ્વરૂપે ચાલ્યા ગયા, વર્તમાનકાળે ભિન્ન ભિન્ન દેશોમાં અને વેશોમાં જે જે મહાત્માઓ દુઃખી જનસમાજને પ્રકાશ અને આનંદમાં દોરવા પોતાના ક્ષયોપશમ પ્રમાણે શુદ્ધ નિષ્ઠાથી તનતોડ મહેનત નિરભિમાન પણે કર્યાં કર છે તથા ભૂત અને વર્તમાનના એ પૂજ્ય પુરૂષોને પગલે ભવિષ્ય i જે મહાભાગો ચાલશે તે સર્વ પૂજ્ય પુરૂષોને તેમના એક ભાઇબંધનુ આ સંક્ષિપ્ત જીવનચરિત્ર અર્પણ હો ?

### આદર્શ મુનિ.

**ते तीर्णा भत्र व रिधि मुनिवरास्तेभ्यो नमस्कुर्महे**
**येषांनो विषयेशु गृध्यति मनो नो वाषाये प्लुतम् ॥**
**रागद्वेष विमुक्त प्रस्तान्त कलुषं साम्याप्त शर्माद्वयं**
**नित्यं खेलति चाप्त संयम गुणाक्रीडे भावद् भावनाः ॥**

**અર્થ:**—જે મહાત્માઓનું મન ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત થતુ નથી, કષાયોથી વ્યાપ્ત થતું નથી, જેણે પાપ કાર્યોને શાન્ત પમાડયા છે, જેણે સમતી વડે અદ્વૈત સુખ પ્રાપ્ત કરેલું છે, અને જે ભાવના ભાવતું ભાવતું સંયમ ગુણરૂપી ઉદ્યાનમાં હમેશાં ખેલે છે—આવા પ્રકારનું જેમનું મન થયેલું છે તે મહા મુનિશ્વરો આ સંસાર સમુદ્ર તરી ગયા છે અને તેઓને અત્રે નમસ્કાર કરીએ છીએ.

'અધ્યાત્મ કલ્પ દ્રુમ.'

# શુદ્ધિપત્ર.

| પેજ | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. | પેજ | લીટી | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૯ | ૪ | ઉગીતી | ઉગતા | ૨૨૭ | ૯ | લિના | વિ૰ |
| ૧૫ | ૧૮ | સર્વતો | સર્વતાં | ૨૨૭ | ૧૨ | પક્ષના | પક્ષ૰ |
| ૧૬ | ૩ | પરિતપ | પરિતાપ | ૨૨૭ | ૧૭ | કદાપી | કદા૰ |
| ૨૩ | ૮ | **વ્રિવાઢાયવિવાદાય** | | ૨૨૭ | ૨૦ | જુસ્થાની | જુસા૰ |
| ૪૯ | ૮ | અમારા | અમરા | ૧૨૮ | ૧૫ | રહેજનથી | રહેતીજન |
| ૫૧ | ૧૬ | મેલવ્યા | મેળવ્યો | ૧૨૮ | ૨૪ | દુનિયામ | દુનિયામ |
| ૬૩ | ૫ | ઉત્તજન | ઉત્તેજન | ૧૩૦ | ૧૦ | સગીન | સંગી |
| ૬૩ | ૧૯ | બારીરીસ્ટર | બારીસ્ટર | ૧૩૦ | ૧૩ | તત્વેત્તા | તત્વવેર |
| ૧૦૮ | ૧ | બધ્યું | બાંધ્યું | ૧૩૧ | ૩ | ત્ય | ત્ |
| ૧૧૫ | ૧૦ | મીણભાઈ | માણભાઇ | ૧૩૧ | ૧૫ | અંજવણુ | અંજવાળ |
| ૧૨૨ | ૨૦ | પણુ | પણ | ૧૩૧ | ૩ | નખી | નાખ |
| ૧૨૩ | ૧ | દેખાવર | દેસાવર | ૧૩૧ | ૧૭ | કેના | કોન |
| ૧૨૩ | ૪ | અક | અંક | ૧૩૨ | ૫ | રિપુએને | રીપુઓને |
| ૧૨૩ | ૬ | દેશવર | દેશાવર | ૧૩૨ | ૯ | પોતાતા | પોતાન |
| ૧૨૩ | ૧૨ | હિન્રને | હિન્દને | ૧૩૨ | ૯ | કચે | કયે |
| ૧૨૩ | ૧૯ | મદર | મદદ | ૧૩૩ | ૨ | ઉપના | ઉપરન |
| ૧૨૬ | ૨૦ | પ્રરાકતી | પ્રાક્રમી | ૧૩૩ | ૧૩ | હદવૃત્તિમાં | બૃહદ્વૃત્તિ |
| ૧૨૬ | ૨૩ | વેદોએ | દેવોએ | ૧૩૪ | ૧૨ | ત્યરથી | ત્યારથ |
| ૧૨૬ | ૨૪ | મ્હોટાણ | મ્હોટાયા | ૧૩૪ | ૧૧ | બરીસ્ટરો | બૅરીસ્ટરે |
| ૧૨૭ | ૧ | સતન | સતત | ૧૩૭ | ૨૪ | ૦ | ં |
| ૨૨૭ | ૯ | પરયમ | પરિશ્રમ | ૧૩૮ | | આટે | |

॥ ॐ नमः सिद्धं ॥

મહાત્મા શ્રી

# લવજીસ્વામીનું જીવનચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### વિદ્યા જીવન.

પવિત્ર ભરતખંડની આર્ય ભુમિ ઉપર અનેક આક્રમણો થયા છતાં, અદ્યાપિ પર્યંત સહીસલામતી હસ્તી ભોગવે છે. તેની પ્રાચિન મહતા ગૌર્વ માટે ફ્રાંસ દેશના તત્વ જ્ઞાનના ઇતિહાસકારોમાં સૌથી શ્રેષ્ટ ગણાતો

**સુગુણોની ભૂમિકા.**

વીકટર કુંઝા અર્વાચિન તત્વજ્ઞાનના ઇતિહાસ ઉપર ૧૮૨૮ અને ૧૮૨૯ માં ૨૦૦૦ સદ્‌ગ્રહસ્થોની સભા આગળ ભાષણ આપતાં બોલ્યો હતો કે " પુર્વ દેશના અને તેમાં સૌથી ચડીયાતા હાલ યુરોપમાં ફેલાવવા માંડેલા જ્ઞાનમાં હીંદુસ્થાનના કાવ્ય અને તત્વ જ્ઞાનના યશસ્તંભો જ્યારે આપણે લક્ષ પુર્વક જોઇએ છીએ ત્યારે આપણને ઘણા નવીન સત્યો મળી આવે

છે. અને જે ક્ષુદ્ર પરીણામો આગળ યુરોપીયન બુદ્ધિ કેટલીકવાર અટકી પડી છે તેની આગળ એટલા તો ભવ્ય લાગે છે કે આપણને પુર્વ દેશના તત્વજ્ઞાનને દંડવત્ કરવાની અને મનુષ્ય જાતિની આ નિવાસ ભૂમિને તત્વજ્ઞાનની જન્મભૂમિ ગણવાની ફરજ પડે છે."

મૅક્સમ્યુલર કહે છે કે, હીંદની પ્રાચીન કાળની વીજય પતાકા ફરકી રહી હતી. તેમના બધા લખાણો ઉત્તમ સ્પષ્ટ અને અતિ ભવ્ય વીચારો તથા વચનોથી ભરપુર છે જે વિચારો અને વચનોમાં દુનિઆની બીજી ભાષામાં માણસો પોતાના ઇશ્વિર વીષે બોલ્યા નહીં હોય. વળી તે લખે છે કે યુરોપનું ઉંચા તત્વજ્ઞાનનું દર્શન–ગ્રીક તત્વજ્ઞાનીઓનો જે અદ્વૈતવાદ છે તે પણ પુર્વ દેશીય અદ્વૈતવાદના અત્યંત તેજ અને પ્રભાવવાળા મધ્યાન્હ કાળના સુર્યની દૈવી કાન્તિના પૂર્ણ પ્રવાહમાં ક્ષય પામતાં નબળા અને દરેક ક્ષણે ઓલવાઈ જવાની તૈયારી કરતા દેવતાના તણખા જેવું છે.

ફ્રેડરીક સ્લેગલ પોતાના હીંદી ભાષા સાહિત્ય અને તત્વજ્ઞાનનો વીષય એ નામના પુસ્તકમાં લખે છે કે પ્રાચીન હીંદુઓ સાચા ઇશ્વિરનું જ્ઞાન ધરાવતા હતા. ધર્મના વજ્રમય સંસ્કારો એવા તો સચોટ ઘર કરી રહ્યા છે કે લોકોના વિચારમાં તથા તેમના વર્તનમાં ધર્મ સદા અગ્રપદ ભોગવે છે, પ્રભુ અને ધર્મ પ્રજાની રગેરગમાં રમી રહ્યો છે, તેનો વિચાર રૂપ પડદો દૂર કરવા અપરિમિત શ્રમ ઉઠાવવા છતાં કદી પણ ભુંસાવા પામ્યો નથી. તેને માટે એક પાશ્ચાત્ય વિદ્વાન લેખક લખે છે કે: "આટલા બધા સંકટો પડવા છતાં હિંદુસ્તાનની અને મિસર દેશની ફળદ્રુપતા ટકી રહી છે, તેનું કારણ તે દેશની પ્રજા અહિંસા પાળે છે તેજ છે." વિદેશીઓ પણ તેને આર્ય માતાના નામથી બોલાવતા આવ્યા છે, ઇત્યાદિક અદ્વિતીય બિરૂદથી પદારૂઢ

થએલ ભારતભૂમિ અને અર્વાચીન કાળથી, કોટયાવધિ વિદ્દ્ અને વીર રત્નોનો પ્રાદુર્ભાવ કરી માતૃ તરીકે અંકિત થવા સાથે પોતાનું અવર્ણનીય ગૌરવ ( નુર ) પ્રકાશિત કરનાર આર્જવાદિક દૈવી સંપત્તિના સદ્મનરૂપ હિંદ ભૂમિના વિશેષણ કિંવા નામથી વિખ્યાતિ પામેલ પરંતુ સત્યનામ હિંદુસ્તાન નહિ કિંતુ "ઇનેન્દુસ્થાન "અંકિત થયેલ છે. 'ઈ' એટલે સુર્ય અને 'ઇન્દુ' એટલે ચંદ્રમા એટલે કે જેની અંદર સૂર્યવંશી અને ચંદ્રવશી એવા ઉભય કુલના અથવા કોટીના ક્ષત્રિ ( રજપુત ) રાજવંશીઓનું સામ્રાજ્ય હસ્તી ધરાવતા હોવાથી "ઇનેન્દુસ્થાન" એવું નામ સંસિદ્ધ થયેલ છે, પરંતુ સાંપ્રત સમયમાં તે સંજ્ઞાનો વિપ્રયાસ એટલે અપભ્રંશ થવાથી અપર નામ હિંદુસ્તાન પ્રચલિત દ્રષ્ટિગોચર થાય છે. મજકુર હિંદની અંદર એક નહિ પણ અનેક રાષ્ટ્રો તેના પેટા વિભાગમાં સમાયેલા છે. પૈકી સર્વોપરી ભાગ ભજવનાર વિદ્યા, હુન્નર ( કળા ) અને લક્ષ્મીથી વિભુષિત બલ્કે ફળદ્રુપતાની અપૂર્વ લીલાવડે ચિત્તાકર્ષક એવી ગુર્જર ભુમિ તેના પશ્ચિમ વિભાગમાં આવેલા ભાલપ્રદેશમાંના કોઠ તાબેના વેજળકા ગામમાં સમયાનુસાર આર્થીક સ્થિતિથી યુક્ત ભાવસાર જ્ઞાતિમાં **નરસિંહદાસ** નામે એક વેપારી વસતા હતા. તેમને બે સ્ત્રીઓ હતી. તેમાંનાં માતુશ્રી **કેસરબાઇ** આર્ય મહિલાના સદ્ગુણોથી ભૂષિત આર્ય સ્ત્રીઓના સ્વભાવિક ગુણો

## સતીનાં લક્ષણો.

સુલક્ષણી, શાંત, શુકસ્વરી, સતી, નીતિ અતિ પ્રેમભરી. પ્રભાવતિ, ધ્રતિ, વ્રતિ, બુદ્ધિય અતિ, સુહાસિની, વિવેકી, દક્ષા, વિનિતા, વિનોદિની, બહુ ભક્તા, મંગલ, મંદભાષિણી, ધર્માનુકુળી, ગ્રહબાલ રક્ષિણી, વીરાંગના, વંધ, પરોપકારીણી, પતિવ્રતા, એ ગ્રહ દેવી જાણવી, ૧.

તે પવિત્ર આર્યા સ્ત્રીને ઉદરે આ ચરિત્રના નાયક અને ભવિષ્યના મહાનરેજુ ( સરલ ) પ્રકૃતિના મહાત્માનો જન્મ સંવત્ ૧૯૧૨ ના શ્રાવણ શુદ ૧૧ ને બુધની રાત્રે ૧૦ દશ વાગે થયો. ઉક્ત દમ્પતીના નિકટના સંબંધીઓમાં અને મિત્રોમાં અત્યાનંદ પ્રાપ્ત થયો. રૂઢી અનુસાર દ્વાદશમે દિવસે જન્મનક્ષેત્રાધારે **લવજી** એવું નામારૂઢ કર્યું. પુત્રનું દર્શન હમેશાં માતાપિતાને ઉત્કૃષ્ટ પ્રિય હોય છે. તેમાં વળી વિશેષે કરીને માતાના નેત્રને તો પૂર્ણાનંદ ઉપજાવે છે. એના સંબંધમાં એક વિદ્વાન કહે છે કે:—

**सुधा मधु विधुज्योति । मृद्दीका शर्करादितः ।**
**वेधसासारमुद्धित्य । जनितं जननी मनः ॥**

**અર્થ:**—અમૃત, મધ, ચંદ્રનું તેજ, દ્રાક્ષ, અને સાકર, એ વિગેરેમાંથી સારાસાર તત્વો લઇને વિધિએ એક માતાનું મન નીપજાવ્યું છે. મા એ શબ્દ સઘળી ભાષામાં પહેલો શીખાય છે અને છેલ્લો વિસરાય છે. પિતાના સંબંધમાં પણ એમજ છે કે:—

**जननी जन्मभूमिश्च । जाह्नवी च जनार्दनः ।**
**जनकः पञ्चमश्चैव । ज़कारा: पंचदुर्लभाः ॥**

**અર્થ:**—જનેતા ( માતા ), જન્મભૂમિ, ગંગાનદી, પરમેશ્વર, અને જનક ( પિતા ) એ પાંચે જકાર એટલે જજ્જા દુર્લભ છે; તેમાં પિતાને પણ દુર્લભ ગણાવેલ છે; તથા ઔશન સ્મૃતિમાં પણ

**नास्ति मातृ समंदैवं । नास्ति पितृ समोगुरुः ।**
**ताताभ्यामननुज्ञातो । धर्ममेकं समाचरेत् ॥**

એવા પવિત્ર ગુણકર્મી માતા-પિતાનો પ્રેમ પોતાની સંતતિપર

અબાધ હોય છે. તદાનુસાર હમેશાં માતાપિતાનાં હૃદય દીન પ્રતિદીન પ્રફુલ્લીત થવા લાગ્યાં. બચપણથી માતાના ઉંચા સંસ્કારોનું સેવન કરવાથી બાલ્યાવસ્થામાં લઘુવયનું ચાંચલ્ય, પ્રૌઢાવસ્થાની આગાહી, ઉન્નતિનું દ્રઢ ચિન્હ, બુદ્ધિરૂપ વૃક્ષના બીજનું કૌવતદારપણું વગેરે બચપણથી અક્કલની એનાયત કુદરતે કરી હતી. સદ્ગુણની ઉમદા છાપ અને નીતિના સર્વમાન્ય સિદ્ધાન્તો તરફ ખેંચાતું ધ્યાન, ધાર્મીક ધ્યાનપર થતી અભિરૂચિ, સંત પુરૂષો તરફ છુટતો પુજ્યભાવ વગેરેથી ભવિષ્યની ઉંચી આશાઓ બંધાવા લાગી. **મિલ્ટન** કવી કહે છે કે " દીવસની ઉજ્વલતા કે મલીનતાનું ભવિષ્ય જેમ અરૂણોદય ભાંખે છે તેમ મનુષ્યની ઉત્તમતા કે કનિષ્ટતાનો વરતારો બાલ્યાવસ્થા ભાંખે છે, જો કે સગીર વયમાં ધર્મની ઉંચી ફીલોસોફીનું દિગ્દર્શન થવું એ અપવાદ છે. પરન્તુ પૂર્વ સંસ્કાર અને માતૃ પક્ષની સદ્ભાવનાવડે બાલકનું મન કુદરતી રીતે અમુક પદાર્થ તરફ લક્ષ્ય અને દુર્લક્ષ્ય બને છે. એક વસ્તુ સ્થિતિ તરફ સ્વભાવેજ રૂચિ ઉત્પન્ન થાય છે ત્યારે બીજી તરફ જોડે અભાવ છુટે છે. એ મુજબ સ્વામીજીનું સદ્‌વર્તન થવા લાગ્યું એ ખરેખર પૂર્વ વારસાની નીશાની તથા માતાના ઉંચ વિચારોની મહત્તા સુચવે છે. બાલકને જેવા ઉંચા સંસ્કારો માતાના ઉદરમાં મલે છે તેવા જન્મ બાદ કદી મળી શકતા નથી અને જન્મથી માતા પોતાની તાલીમદ્વારા ઉંચી અને પ્રૌઢ વિચારની પ્રજા બનાવી શકે છે તેવી સ્કુલમાંના અભ્યાસદ્વારા થઇ શકતી નથી. એ ઉંચ ભૂમિની પરાકાષ્ટાએ પહોંચી વળવા માટે શરૂઆતથીજ માતાએ ભવિષ્યની પ્રજાને ઉચ્ચ પ્રકારની બનાવવા માટે સપ્રયાસ તે તરફ નિરંતર ઉત્કર્ષાભિમુખ રહેવું જોઇએ. દેશહિત સંબંધિ પ્રજાહિતનો પાયો બાલ્યાવસ્થામાં ઘેર સાંભળેલા વિચારો ઉપર બંધાય છે. પરોપકાર બુદ્ધિ અને દયા ભાવના

અંકુર ગ્રહક્ષેત્રમાંથી ઉદ્‌ભવે તોજ આગળ વધે છે. જનમંડળમાં આ-પણી સંતતિપર પ્રયાસ કરવામાંજ સઘળા લોકહિતનું બીજ રહેલું છે. બાળકના કેન્દ્રસ્થાનમાં માણસજાતના બીજરૂપ રહેલા સદ્‌ગુણો અભિ-વૃદ્ધિ, સ્નેહભાવ અને છેવટ દયાભાવાદિ મહાન ગુણો ઘેર પારણામાંથી પ્રકટે છે અને પછી જે વૃદ્ધિંગત થાય છે તેવા સપ્રયાસ તાલીમથી થતા નથી.

બરાબર છે કે—"The child is the father of man" એટલે કે છોકરો પુરૂષનો બાપ થાય છે. વાસ્તેજ બચપણમાં કાળજી પૂર્વક પિતાના ગુણો તેનામાં ભરી રાખવા જોઇએ જેથી પિતા થવા જેટલી તેનામાં લાયકાત આવી શકે; પણ જો માતા તેથી અપકર્ષા-ભિમુખ રહે તો ભવિષ્યની પોતાની પ્રજા અભ્યુદયના માર્ગથી હમેશાં બેનશીબ રહેવા સાથે અધોગતિ તરફ પ્રગતિ કરે એ બેશક વાસ્ત-વિક છે. માતાના પરમાણુઓ સ્વાભાવિક રીતે ગર્ભમાં રહેલા બાળ-કને ચોકસ પ્રકારે સારી નરતી અસર કરી શકતા હોવાથી સર્વજ્ઞ **વીર (મહાવીર) પરમાત્માએ સગર્ભા** માતાનું સદ્‌વિચારો, સદાહાર, વિહાર, અને છેવટ સત્કર્તવ્ય તરફ યથેષ્ટ ધ્યાન ખેંચ્યું છે. અને તેના પ્રતિપાદન તરીકે આધુનિક વિદ્વાનો–સાયન્સવેત્તાઓએ સારી રીતે અજવાળું પાડી સિદ્ધ કરી આપ્યું છે.

સારી પ્રજા ઉત્પન્ન કરવા આર્ય માતાઓની સમક્ષ ઉચ્ચ આદ-શોની જરૂર છે. ગર્ભાવાસમાંથીજ સદ્‌ભાવનારૂપ કીલો બાળકના હૃદય ઉપર ચણવાથી તેની મજબુતી અને કૌવત વડે જ દુર્ગુણરૂપી શત્રુ-ઓનો પરાજય કરવા પ્રજા શક્તિ સંપાદન કરે છે. સઘળી શક્તિના અંકુર મનુષ્ય જન્મની સાથે જ જન્મ લે છે, તેને જોસભેર ફેલાવવાથી

મનોવાંચ્છિત રાજ્ય મેળવી શકાય અને તે સાથે બાળકને વ્યવહારીક કેળવણી આપવાની સાથે ન્યાયપુરઃસર સદોદીત નૈતિક ધાર્મીક કેળવણીની પ્રથમાવસ્યકતા સ્વિકારવામાં આવે છે. કારણકે એકલી વ્યવહારીક કેળવણીથી સાક્ષર તે વીપરીત કર્તવ્યથી રાક્ષસ નીવડે છે. ઇંગ્લાંડની ભુમિને પૂછો કેઃ "હે ભુમિ! તારી પાસે અત્યારે કેટલા નેલસન છે?" ત્યારે તેની પ્રજા પોતાના દરેક દીકરાને આગળ લાવી કહેશે કેઃ 'આ બધા અમારા નેલસન છે.' તેવીજ રીતે અમેરિકા અથવા જાપાનને પૂછો કે તારી પાસે કેટલા વોશિંગ્ટન અથવા ટોગો છે? તો તેનો પણ ઉપર મૂજબ જવાબ મળશે; કારણ કે તે પ્રજા પોતાની પ્રજામાં મહાન પુરૂષો બનાવવાનો યત્ન કરે છે ત્યાંરે આપણા આર્યાવર્તને પૂછો કેઃ "હે પવિત્ર આર્યભુમિ! તારી પાસે રામ અને લક્ષ્મણ કેટલા છે?" અને જૈનોને પુછો કેઃ 'તમારી પાસે આણંદજી અને કામદેવજી જેવા શ્રાવકો કેટલા છે?' તેના જવાબમાં આપણે અશ્રુ ટપકાવવા સિવાય છુટકો નથી. આથી ભિરૂતા દાખલ કરવી જોઇએ નહીં પણ પુરૂષાર્થમાં અડગ વિશ્વાસ રાખવો અને ધર્મની મુખ્ય રૂપરેખાઓનું જ્ઞાન પ્રત્યેક છોકરાને તેના માબાપ તરફથી આપવું જોઇએ. સ્વધર્મના મુખ્ય મુખ્ય તત્વોના જ્ઞાન કરતાં વધારે અગત્યનું જ્ઞાન વિદ્યાર્થી માટે બીજું એક પણ નથી. જો વિદ્યાર્થી જીવન દરમ્યાન ધર્મનું જ્ઞાન આપવામાં આવ્યું હોય છે તો જ્યારે તે મોટો થાય છે અને જગતના વ્યવહારમાં પડે છે ત્યારે પોતાના ધર્મને લગતા શિક્ષણમાં તેને જે સદ્દગુણોનું શિક્ષણ મળ્યું હોય છે તે સદ્દગુણોને ધારણ કરે છે. અહીં સ્વામીજીના માતાના આદર્શજીવને પુત્રનું હૃદય આદર્શ બનાવ્યું હતું. સ્વભાવથી વૈરાગ્યે જગ્યા લીધી હતી. વિશુદ્ધ વૈરાગ્યને સિંહણના દુધની ઉપમા આપવામાં આવી છે.

સિંહણુ કેરૂં દુધ હોય તે, સિંહણુ સુતને જરે;
કનકપાત્ર પાખે, સૌ ધાતુ ફોડીને નીસરે.
ભક્તિ રસ તેના ઉરમાં ઠરે જે કોઇ ભક્તિ અંશ અવતરે.

**અર્થાત્**—ભક્તિરૂપી સિંહણનું દુધ સુવર્ણપાત્રરૂપ વિશુદ્ધ દૈવી હૃદયોમાંજ ટકી શકે છે, અને જો સુવર્ણ સિવાય અન્ય ધાતુના પાત્રમાં તેને રેડવામાં આવે તો તેને ફોડીને તે દુધ નીકળી જાય છે. તેવી રીતે જેનું અશુદ્ધ હૃદય કે જે ચળ વિચળ હોય, કુમાર્ગ ગામી હોય, લાલચને વશ થનાર હોય તેમાં એ પ્રેમરૂપી કીંવા ભક્તિરૂપી દુધ ટકી શકતું નથી. પરંતુ સ્વામીજીના હૃદયરૂપ વાટીકામાં ભક્તિરૂપ વસંતે પ્રવેશ કરેલો હોવાથી તેમના અંતઃકરણમાં ઉછળી રહેલા આનંદ રૂપ આંબાનો રમણીય મોર અતિશય સુગંધનું લ્હાણું કરી રહ્યો હતો, આધ્યાત્મિક રહસ્ય જ્ઞાનરૂપ ગુપ્ત કોયલનો કોમળ સ્વર કાનને તૃપ્તી આપી રહ્યો હતો, ઠંડી અને ગરમીનું મીઠું મિશ્રણ અંગોઅંગમાં વ્યાપી રહ્યું હતું, જેમ ચીત પ્રસાદરૂપ રૂતુમણી વસંત અંતઃકરણ રૂપ વનમાં જાણે મલકાતો મલકાતો વીહાર કરી રહ્યો હોય તેમ તેમના હૃદયમાં ભક્તિ રસ વીચરિ રહ્યો હતો, તેમનું હૃદય વિશુદ્ધ અને પૂર્વ સંસ્કારીત હોવાથી બચપણમાંથીજ કોઇ સત્પુરૂષોને દેખતા તો તુરત તેમના તરફ સપ્રેમ દોડી જતા અને તેમનો ઉપદેશ પ્રેમપુર્વક શ્રવણ કરતા. સત્પુરૂષોના દર્શનથી મનુષ્યોને કેવા પ્રકારના લાભની અભિવૃદ્ધિ થાય છે, તે દીશામાં વધુ જવા કરતાં નીચેની હેતુશઃ કડીઓ આપણને સચોટ ભાન કરાવે છે.

સંત આવતા દેખીને, છોડે ઘરકા કામ,
ડગલે ડગલે નીપજે, કોટી જગન ફલ તામ. ... ૧

સંત આવતા દેખીને, ઝટક નમાવે શિષ,
એક પાપકી કહાં કહું, હરે કોટી પાપ ઇશ. ૨

ઉપરનો લાભ સ્વામીજી માટેજ નીર્માણ થયો. અવશેષમ ઉપદેશરૂપ જળના સિંચનની ઉગાતા બીજને આવશ્યકતા હતી, મનુષ્ય સ્થિતિની સંપૂર્ણ આકૃતીનું સ્વરૂપ પ્રત્યેક પુરૂષ પોતાના ભીતરમાં લઇને ફરે છે, તેને અજ્ઞાન અવસ્થામાંથી ખીલવી તેની અભિવૃદ્ધિ કરનાર બાહોશ શિક્ષકરૂપ નિમિતની જરૂર પડે છે, તે નિયમ અહીં લાગુ થયો. સ્વામિજીને સંસારોપાધિથી વિમુક્ત કરનાર **લીંબડી સંપ્રદાયના** સ્થાનકવાસી જૈન મહાત્મા શ્રી **જીવરાજજી** સ્વામી તથા તેમના સુશિષ્ય કવિરાજ ગોવરધનજી સ્વામી આદિ પૂજ્ય મહા પુરૂષો મહીમંડળમાં વિચરી ભવ્ય જીવોનો ઉદ્ધાર કરતા ભાલ પ્રદેશમાંના પળાલી ગામમાં પધાર્યા. અહીં આપણે સત્પુરૂષોના જીવન માટે થોડું અજવાળું પાડવા માટે અસ્થાને અથવા અપ્રાસંગીક નહીં ગણાય. સત્પુરૂષોનું જીવન હમેશાં વિશ્વ પ્રાણીઓના હીતાર્થે નિર્માણ થયેલું હોય છે. તેઓ અનેક સંકટો વેઠીને પણ જગતના જીવોનો ઉદ્ધાર કરે છે. મહાપુરૂષોના અદ્વીતીય જીવનને ચંદનની ઉપમા આપવામાં આવેલ છે.

॥ उपजाति ॥

मूले भुजंगैः शिखरं विहंगैः ।
शाखाः प्लवंगैः कुसुमानि भृंगैः ॥
आश्चर्य मेतत् खलु चंदनस्य ।
परोपकाराय सतां विभूतयः ॥

અર્થાત્—ચંદનના વૃક્ષના મૂળમાં ( સ્કંધે ) ભૂજંગો મજબુત ભરડા લઇ પડેલા હોય છે. શાખા ઉપર ખગ ( પક્ષી ) મલમૂત્રાદિ મલીન દુર્ગંધ પદાર્થો પ્રક્ષેપ કરી ખરાબ કરી મૂકે છે, શાખાઓમાં પ્લવંગ—( વાંદરાઓ ) એક ડાળથી બીજી ડાળે કુદી શાખાને ઝંઝેડી મુકે છે. ભૃંગો–( ભમરા ) રસના લુબ્ધ બની પુષ્પને તીક્ષણુ ચંચુ વડે પ્રહાર કરી રહેલ છે, ઇત્યાદિક પોતા તરફ પ્રતિકૂળ આચરણવડે દુઃખ કરવા છતાં પણ ચંદન સઘળાઓને પોતાની મઘમઘાયમાન ખુશબો પુરી પાડે છે, પણ તેના તરફ કદી વિમુખતા ધરાવતું નથી. એટલે કે પોતાનો ઉદાર સ્વભાવ કદિ પણ છોડી દેતું નથી. દુનિઆની સપાટી ઉપર કેવા પ્રકારના ઉંચ પદાર્થો હસ્તિ ભોગવે છે, ચંદનને જેમ જેમ ઘસીએ તેમ તેમ ભારે સુગંધિ નીકળે છે. ઇક્ષુરસના સાંઠાને જેમ જેમ પીલીશું યા છેદીશું તેમ તેમ વિશેષ સ્વાદ અર્પણ કરે છે, અને સુવર્ણને જેમ જેમ તપાવીશું તેમ તેમ નેત્રને આંજી નાંખે તેવું તેજ પ્રદીપ્ત થાય છે. ટુંકામાં એ બધાની સ્મૃદ્ધિ પરોપકારાર્થે નીર્માણ થયેલી હોય છે. ઉત્તમ પુરૂષો ઉપર બતાવ્યા મુજબ પોતા તરફ પડતી સઘળી હાડમારી ચડતા ઉત્સાહ સાથે નિર્વહન કરે છે. એક વીદ્વાન કહે છે કે " Keep an open mind under all circumstances " અર્થાત્ બધા સંજોગોમાં એક સરખું મન રાખો અથવા સુખ દુઃખની દરકાર નહીં કરો, એ ન્યાયે ગણના ક્યાં વીના લોક હીતમાં જોડાએલા હોય છે. તેથી સમુદ્ર, ચંદ્ર, સૂર્ય, મેઘ, મેરૂ, આકાશ, કલ્પવક્ષ, અને છેવટે ચિંતામણી પણ સત્પુરૂષોના મુકાબલે આવી શકતા નથી.

॥ वसंततिलका ॥

अब्धौ विधौ वधुमुखे फणिनां निवासे ।

**स्वर्गे सुधावसतिवै कवयो वदन्ति ॥**
**क्षारं क्षयं पतिमृतं गरलं निपातः ।**
**कण्ठे सुधावसति वैभगवज्जनानाम् ॥ १ ॥**

અર્થાત્—કોઈ કહે છે કે સમુદ્રમાં, કોઈ કહે છે ચંદ્રમામાં ત્યારે કોઇ કહે છે સ્ત્રીના મુખમાં, શેષ નાગની ફણામાં, અને છેવટ સ્વર્ગમાં અમૃત છે એમ કવિઓનું ભિન્ન ભિન્ન માનવું છે. પણ એ બધામાં દોષ આવે છે. જો સમુદ્રમાં અમૃત હોય તો સમુદ્ર સ્વભાવે ખારો છે તો ખારો કેમ હોય, ચંદ્રમા કલંકી અથવા ક્ષય કેમ થાય, સ્ત્રી વીધવા કેમ થાય, શેષનાગના મુખમાં ઝેર કેમ હોય, સ્વર્ગમાંથી દેવો પાછા મૃત્યુ લોકમાં કેમ આવે. વાસ્તે એ બધા દોષીત છે તેથી તેમાં અમૃત કેમ સંભવી શકે. પરંતુ અમૃત તો સત્પુરૂષોના કંઠમાં છે એમ જ્ઞાનિઓ તથા વિદ્વાનો કહે છે તે કારણસર સત્પુરૂષો સર્વોત્તમ ગણાય છે.

**વૈરાગ્યનું બીજ.**

તેજ ઉક્ત કોટીના ઉભય મહાપુરૂષો જનમંડળમાં વીચરી જન સમાજને ઉપકાર કરતા સદરહુ સ્થળે એટલે **પળાલી** ગામમાં પધાર્યા. જનસમાજ તેમના ઉપદેશનો લાભ મેળવવા પ્રવૃત્તિ છોડી નિવૃત્તિપરાયણ બન્યો. તેની સાથે **સ્વામીજી** ( લવજીભાઇ ) પણ વેજલકાથી પળાલી આવ્યા, હમેશાં તે મહાત્માંઓ સમીપે ઉપદેશ શ્રવણ કરવા લાગ્યા. મહાત્માઓનો બોધ હમેશાં આસપાસ રહેલ વ્યક્તિઓના તથા દુરસ્થ જનોના અંતરપટ ભેદક હોય છે. તેમની દીવ્ય વાણીનો ધ્વનિ કર્મીક જીવોને ઉદ્દેશીને નીકળે છે કે પ્રિય આત્માઓ ! તમારૂં જીવન કુસુમના જેવું બનાવજો. કુસુમના જેવી મીઠાશ, સુવાસ અને કુમાસ ભરવાથી આત્માની ત્રણ દશાઓમાં મુમુક્ષા છેવટની ઇષ્ટ સ્થિતિ

પ્રાપ્ત થાય છે ત્યારે જીવનનો હેતુ સંસિદ્ધ થાય છે. જીવનને જીરવતા ભોગવતા અને જગાડતાં શીખવવું જોઇએ. મગજની ખીલવણી કરતાં હૃદયની ખીલવણી પ્રશંસનીય અને આદરણીય છે. સદ્‌વિચાર, સદો-ચાર અને સદાચારથીજ મનુજ તે દેવ બની શકે છે. "સૌંદર્ય ચક્ષુને આંજી નાંખે છે પણ સદ્‌ગુણ આત્માને આકર્ષે છે." આત્મભાન આત્મમાન, અને આત્મદાનથી જીવન ઉજ્વલ બને છે. ઉપરોક્ત તત્વ-જ્ઞાન ( Philosophy ) રૂપ બીજ શ્રોતાઓના હૃદયરૂપ ક્ષેત્રમાં પ્રક્ષેપ કર્યું. કૃષીકાર જેમ ક્ષેત્રમાં બીજને પ્રક્ષેપ કરે છે, તેમાંના કેટલાંક બીજ ખેતરમાં, કેટલાક આસપાસની વાડમાં, અને કેટલાંક પત્થર ઉપર પડે છે. તેમાંના વૃષ્ટી થતાં પત્થર પરના ઉગેજ નહિં પણ તણાઇ જાય. વાડમાંના ઉગવા તો પામે પણ વાડના રોપાઓથી ગુંગ-લાઇ જતાં તે વધવા તો બીલકુલ પામેજ નહિ પણ જે જે બીજ ખેતરની ખેડાએલી ચોખ્ખી કાળી જમીનમાં પડેલાં તે ઉગે, ફુલે અને વૃદ્ધિ પામે અથવા ફળે. તદાનુસાર ઉપરોક્ત ચતુર્થ પ્રકારના બીજમાંના કાળી જમીનમાં પડેલા બીજની માફક **સ્વામીજીના** સંબંધમાં બનવા પામ્યું. સ્વામીજીનું મગજ તે શુષ્ક જ્ઞાનના છોડીયા ભરવાનો કુપ ન હતો, બલ્કે દોલતના રક્ષણાર્થે તીજોરી પણ નહતી. કિન્તુ એક કરતાં સહસ્ર કિંવા લક્ષ ગણી કિંમતી નંદનવનની ભુમિ હતી, જેમાં નવ પલ્લવ જીવન રૂપી કલ્પ વૃક્ષના બીજ રોપવાથી ફલોત્પતિ થવાની હતી, તદ્વત્ **સ્વામીજીના** હૃદય ભૂમિને વિષે વાક્ પ્રવાહરૂપ બીજ રોપાતાં જલદી વૈરાગ્ય રૂપ બીજના અંકુરો પ્રફુલ્લિત થઈ શિઘ્ર વૃદ્ધિ પામ્યા એટલે સંસાર ઉપરનો મોહભાવ ઉચ્છેદ થતાં ચિત સ્વચ્છતા પામ્યું. વિદ્વાનોએ ચિત્તને બે વિભાગે વ્હેંચી નાંખ્યું છે. સમાહિત અને વ્યુ-ત્થિત. તેમાં સમાહિત સ્થિતિમાં વૈરાગ્યના વિચારો ઉદ્‌ભુત થાય છે.

અને વ્યુત્થિત સ્થિતિમાં પ્રવૃત્તિજનક વિચારો સ્ફુરિત થાય છે. જે વખતે ચિત્ત આ સમાહિત અથવા વ્યુત્થિત સ્થિતિમાં હોય છે ત્યારે ઉભયમાંથી કોઇ અમુક પ્રકારનું કર્તવ્ય ચિત્તમાં સ્વયંભુ રીતે ઉદ્ભવે છે. અહિં સ્વામીજીનું ચિત્ત સમાહિત સ્થિતિમાં મુકાએલું હોવાથી વૈરાગ્ય ઉદ્ભુત થતાં પોતાનાં નિકટના સંબંધીઓની મહત પરિશ્રમવડે અનુજ્ઞા મેળવી પોતાના ભાવિ ( ભવિષ્યના ) ગુરૂ સમીપ રહી ચારિત્રરૂપ ઉગ્ર માર્ગના ગ્રહણાર્થે એકાદ વર્ષ ઉમેદવાર તરીકે ફરતા ઝાલાવાડમાનાં **સાયલા** ગામે પધારતા ત્યાંના મર્હુમ લોકપ્રિય નામદાર ઠાકોર સાહેબ **કેસરીસિંહ**જી રાજકર્તા હતા કે જેઓનિ નીતિ ઉચ્ચતમ હતી. બીજાઓની માફક ઇંદ્રિયાધિન બનિ અનેક વ્યસનોમાં જેવાકે શિકાર અને રંડીબાજી આદિ દુષ્ટ વ્યસનોમા નહીં સપડાઇ જતાં તેનો તીરસ્કાર કર્યો હતો. બીજા શબ્દોમાં કહીએ તો તેમણે થોમ્સન નામના અંગ્રેજ વીદ્વાનના વાક્યનો અમલ કર્યો હતો. તે કહી ગયો છે કે "The generous heart shoud scorn pleasure which grieves others " અર્થાત્ જે ગમતથી બીજાઓને દુઃખ થાય તે ગમતને ઉદાર અંતઃકરણવાળાએ ધિક્કારી કાઢવી જોઇએ" મતલબ કે શિકાર જેવું ક્રૂર અને નિર્દય પગલું મનુષ્યત્વપણાને ઘટીત નથી. તેને માટે બાઇબિલ કહે છે કે " Do unto others as you would done by ( Bible ) અર્થાત્ જેવો આપણો આત્મા તેવોજ બીજાનો આત્મા છે. " બીજું વાક્ય " Thou shalt not kill ( Bible) તું કદી પણ બીજાને મારીશ નહીં." દારૂ–વિષે થોડાક મત ટાંકવામાં આવે છે. ॥ **गन्तुमिच्छसि चेत्स्व श्वभ्रं पिब मुहुर्मुहुः** ॥ ભાવાર્થ–જો નર્કમાં જવાની ઇચ્છા હોય તો વારંવાર મદિરા પાન કર. સેમ્યુઅલ કહે છે કેઃ–રાજાઓએ દારૂ પીવો

નહીં તેમજ દરબારીઓએ મધને અડવું નહીં, કે રખેને દારૂ પીવાથી તેઓ કાયદા ભૂલી જાય અને દુઃખી પ્રજાના ન્યાયમાં આડું અવળું કરી બેસે. જે માણસ મરવાને તૈયાર હોય તેનેજ જલદ દારૂ આપો અને જેની જીંદગી દુઃખી હોય તેનેજ દ્રાક્ષારસ પીવા દો.

વળી જીસસક્રાઇસ્ટ સેમ્સેનની મા અને એરોનને નીચે પ્રમાણે કહે છે. " Drink no wine, nor strong drink thou nor thy children lest ye die, તમે કે તમારા છોકરા દ્રાક્ષારસ અથવા જલદ દારૂ પીશોમાં. રખેને તેમ કરવાથી તમારા મોત થાય. " યાહુદી લોકોમાં એક જુની કહેવત છે કે "જ્યાં સેતાન પોતે જઈ શકતો નથી ત્યાં તે મદિરા મોકલે છે. "

ઇસોની માફક એક ટંકની રાબડીને માટે આપણો જન્મ હક વેચીએ છીએ અને પાછલના વર્ષોમાં લાંબો પશ્ચાતાપ કરાવે તેવી એક કલાકની આનંદી ગાંડાઈ ખરીદ કરીએ છીએ. એ સુત્રને અમલમાં જેમણે મુકેલ હતું તેમની ગાદીએ અધાપિ પર્યંત જીવ દયાનો અમલ થતો જોવામાં આવે છે. ઠાકોર સાહેબને બાલ વયમાં સંસારનો ત્યાગ કરવાની ખબર પહોંચતાં ઉમેદવાર ( લવજીભાઈ ) ને બોલાવી કિશોર વયમાં યોગાશ્રમ લેવાનું કારણ તથા સંસાર માંહેની અનેક લાલસા બતાવી ત્યારે તેમના પ્રત્યુતરમાં સ્વામીજીએ આ અનીત્ય સંસારમાં આધિ વ્યાધિ અને ઉપાધિ એ ત્રિપુટી દુઃખના ડુંગર તળે દબાએલ દુનિયાના પ્રાણીઓને એક ધર્મજ ત્રાણશરણ છે. બહારની સૌંદર્યતા અને ભિતરની ક્રૂરતાથી યુક્ત સંસારની અભ્યંતર સૌંદર્યતા નિરીક્ષણ કરતાં આપણને સહજ અને જલદી તેનું યથાર્થ ભાન થયા વિના નહિજ રહે કે દુનિઆ એક નાટકની રંગભૂમિ છે તેમાં મોખરે નીકળી બેસનારને નીરંતર ભીડાભીડ અને કચડા કચડી ચાલી

રહી છે, એ મહાયુદ્ધમાં મનોનીગ્રહના સુંદર અને ઉમદા સંકલ્પ ધુંદાઈ જાય છે. શેક્સપીયર નામનો પ્રસિદ્ધ વિદ્વાન કહે છે કેઃ—

"This world is but a stage on which men and women are actors who play their parts as often as they pass by and enjoy the short span of life."

"Shakespeare."

આ દુનિયા માત્ર એક રંગભૂમિ છે, જેના પર સ્ત્રીઓ અને પુરૂષો નાટકના પાત્રની માફક હથેળી જેટલી નાનીનાટકરૂપી જીંદગીમાં પોતપોતાનો પાઠ જન્મથી અંત સુધિમાં અવાર નવાર ભજવી જાય છે. બીજા અર્થમાં કહીએ તો મુસાફરખાનું છે. જેમ રાત્રી પસાર કરવા પંથીક (મુસાફર) જન એકત્ર થાય છે અને પુનઃ અરૂણોદય થતાં સ્વપંથે પડે તેમ આપણે પણ ન્યાયાનુસાર આ જગતરૂપી ધર્મશાળામાં એકઠા મળ્યા છીએ અને અવધિ ભરાઇ જતાં પોતપોતાના ઉપાર્જીત કર્માનુસાર ગતિમાન થઇ જશું. એ વિદેશિ લાંબી મુસાફરીમાં આપણા ભવિષ્યની સહીસલામતી અર્થે ઘટીત કરવું જોઇએ. કાળ રૂપી બાજીગર મનુષ્ય રૂપી સોગઠાંઓ દીવસ અને રાત્રીરૂપ બે પાસા વડે સંસારરૂપી બાજી બહુજ આનંદથી ખેલી રહ્યો છે.

એવા અધ્રુવ સંસાર ઉપર રાગ ધરાવવો એ ખરેખર વિષને અમૃત બરાબર માની પાન કરવા જેવું છે. તેના માટે સર્વતો અજ્ઞાન તિમિરમાંથી જ્ઞાનરૂપ દીનકરના ઉજ્વળ પ્રકાશમાં પ્રગતિ કરવા સુચવે છે. પરન્તુ જ્યાં સુધિ મનુષ્ય ધર્મના ખરા સ્વરૂપને જાણી ધર્મને અનુસરતો નથી ત્યાંસુધિ વિષયો પરનો અમર્યાદ રાગ છુટતો નથી અને ત્યાંસુધિ તે વિષયવાન પામરની પંક્તિમાં ખપે છે. નાના પ્રકારની

ઇચ્છાઓ મનુષ્યના અંતઃકરણમાં રહેલી સામગ્રી સૂચવે છે. જ્યાંસુધિ ઇપ્સિતાર્થ પ્રાપ્ત થયો હોતો નથી ત્યાંસુધિ અંતઃકરણમાં એક પ્રકારનો પરિતાપ ચાલુજ રહે છે. આ પરિતાપ એ મનભૂમિમાં રહેલી ઉષ્ણતા છે. પણ મુમુક્ષુઓ સુક્ષ્મ ઇંદ્રિયોપર સ્વામીત્વ પ્રાપ્ત કરે છે. તેઓ કદી પામરની પંક્તિમાં ખપતા નથી. પ્રકૃતિનો નિયમ ડંકો વગાડીને કહે છે કે પવિત્ર રહો પવિત્ર રહો છતાં અપવિત્રતાનો આશ્રય લેવામાં આવે તો તેના ફલ ભોગવવાજ પડે એ પ્રકૃતિના ન્યાયપુરઃ નીયમને અનુસરી માયાવી સંસારની જબરજસ્ત શૃંખલામાંથી છુટવા અને છેવટ સદ્દગુરૂના પવિત્ર ચરણકમળમાં હમેશાને માટે રહી દુઃખોદધિ ઉલંધી જવામાં મારૂં શ્રેય સમજી સંસારનો પરિત્યાગ કરૂં છું. અને જુવાનીના દિવસો એ કીર્તિના દિવસો છે. ઇત્યાદિક દલીલોથી નામદાર ઠાકોર સાહેબનું હૃદય સંવેગ (વૈરાગ્ય) રૂપ પાણીના પ્રવાહમાં સ્નિગ્ધ (ભીનું) થતાં તેમના તરફથી પુર્ણાનંદ સાથે આત્મકલ્યાણના કિમતી મનોવેગને આગળ વધવા સમ્મતિરૂપ પોષણ મળ્યું.

ત્યાંથી સ્વામીજી ઉમેદવાર સ્થિતિમાં વઢવાણ તાબાના ગામ રામપુરા પધારતાં ત્યાંના **જૈનોએ** સ્વામીજીનો **વૈરાગ્યની કસોટી.** દીક્ષા મહોત્સવ કરવા તેમના ગુરૂ મહારાજને જીજ્ઞાસા બતાવી પરંતુ આપ્ત પુરૂષોનું કથન છે કે "વૈરાગ્યના પદને વિઘ્ન ઘણાં" તે અનુસાર અહીં પણ એમજ બન્યું. આ વાતની ખબર **વઢવાણ** સંસ્થાનના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ (ફોજદાર) કે જે નાગર ગ્રહસ્થ હતા તેને થતાં તેના મનમાં, બાલ્ય-પણમાં સંસારનો ત્યાગ કરવામાં તેનો વિરૂદ્ધ મત બંધાએલો હોવાથી બંધ રાખવા હુકમ કર્યો, **प्रकृति यान्ति भूतानि निग्रहः किं करिष्यति॥** એટલે કે "પ્રાણીમાત્ર પોતાની મુળ પ્રકૃતિ ઉપર જાય છે ત્યારે તેના

ઉપર કરેલો પ્રયત્ન નિષ્ફળ જાય છે." પોતાની પ્રકૃતિ મુજબ કરવા સાથે **સ્વામીજી**ને દરબારગઢમાં બોલાવી પુષ્કળ કસોટી કરી પણ સ્વામીજીનું કોઈ પ્રકારની લાલસા, દબાણ, યા બીનસમજનું મજકુર પગલું ન હતું. જો કે સંસારના વીકટ રણસંગ્રામમાંથી મોહને માહત કરી વિજય મેળવવો દુષ્કર છે. પરંતુ **સ્વામીજી**એ પોતાના મન સાથે યુદ્ધ કરી પોતાનું કૌવત કર્યું હતું. અવલોકન અને અનુભવના પ્રયોગથી પરિપકવ થયેલા શુદ્ધ સંકલ્પવડે જગતમાંની ક્ષુલ્લક સરખી વાંચ્છનાનો અંત આણ્યો હતો. આ વિશ્વમંડળમાંના સમગ્ર પ્રાણીઓ ભિન્ન ભિન્ન પ્રકારની વ્યક્તિઓ સાથે નાના પ્રકારના પ્રેમના અંકોડાથી મોહરૂપ મજબુત સાંકળો તૈયાર કરે છે. કિન્તુ સદરહુ સંકળના કુદરતના વિસ્તીર્ણ કરમથી સંકળાએલી હોવાથી ચીરંકાળ અસ્તિત્વ અર્થાત સહીસલામત રહેતી નથી, તેની દરેક સંધીનો વિધ્વંસ કરવા કુદરતે કાળરૂપ ગેબી હથીયારને ગાઢા અંધકારમાં છુપાવી રાખેલું હોય છે. અને તે પ્રારબ્ધની અયોગ્યતાએ અકસ્માત આવી આક્રમણ યા હુમલો કરે છે તોપણ આ અજ્ઞાનરૂપી તિમિરના જબરજસ્ત અંધકાર તળે દબાએલો અનાદિકાળનો જીવાત્મા સ્વહિત પ્રબોધી શકતો નથી. સત્સંગના સદ્‌ભાવથી સદ્‌વિચારોની વરાળ આકાશમાં ચડે પણ તેના બનેલાં વાદળાં ઝાઝો વખત આકાશમાં ટકી શકતા નથી. કારણ કે લાગણીઓ, વિકારો, અને કામનાઓરૂપી પવન તે ઉચ્ચ ભાવનારૂપ પવન વાદળાને વિખેરવા પ્રયત્ન કરે છે. ખરાબ વિચારોને આપણે ભૂતકાળમાં બહુજ બળ આપેલું છે. તેથી ઝાઝો વખત ઉચ્ચ ભાવના ટકાવી રાખવી એ ખરેખર દુર્ઘટ કામ છે.

બાઈબિલ કહે છે કે " વિનાશમાં જવાનો દરવાજો પહોળો છે અને રસ્તો વિશાળ છે અને તેમાં જાય તેવા ઘણા હોય છે; કારણ

કે ઉન્નતિના જીવનમાં દાખલ થવાનો દરવાજો સીધો છે અને રસ્તો સાવ સાંકડો છે તે શોધી કાઢનારા થોડા હોય છે." પણ સ્વામીજીને સારી રીતે હીતબોધ થયેલો જોઈ અર્થાત તેમના દ્રઢ વૈરાગ્યરૂપ કસોટીથી પ્રસન્ન થયેલા ફોજદારે અત્યાનંદસહ અનુમતિ આપવા ઉપરાંત દીક્ષા મહોત્સવના સઘળા કાર્યમાં ઉલટભર જોડાઈ પહેલો વરઘોડો દરબારગઢમાં પોતા તરફથી સત્કાર સહીત ચડાવી સંવત ૧૯૨૪ ના જેઠ વદ ૨ ના રોજ ગામ બહાર બાલાગડીઆ હનુમાનની જગ્યામાં દિક્ષા ગ્રહણ કરી. ગુરૂશ્રીએ **લવજી સ્વામી** નામારૂઢ કર્યું. સ્વામીજીનો મજબુત વૈરાગ્ય દ્રઢ સંકલ્પ અને અડગ વૃત્તિ એ બધાં આપણને સારી રીતે અજવાળું પાડે છે, શીખવે છે કેઃ—માણસ પોતાની ઇચ્છા શકિતની પ્રબળતાથી ધારેલા મનોર્થોનો વિજય કરી શકે છે. અંગ્રેજીમાં કહેવત છે will power તેની શકિત બેહદ અર્થાત્ હદબહાર ગણાય છે. સંસ્કૃતમાં પણ એજ નિયમ છે **महतां सकलं महत्** ચારિત્ર ગ્રહણ કર્યા બાદ ગુરૂ સમીપમાં રહી આજ્ઞાનુસાર વર્તણુક ચલાવી **જૈન** સિદ્ધાન્તોનો બહોળો અભ્યાસ કર્યો કે જે **જૈના**ગમો પૂર્વે મોટા પ્રમાણમાં નીયત થએલા હતા તે આધુનિક સમયમાં ઉદધિમાં ઉછળતા જળના કલ્લોલમાંના બિન્દુવત્ હસ્તી ભોગવે છે. પૂર્વે વીરનીર્વાણ પશ્ચાત્ ૨૭ મી પાટે અર્થાત્ પેઢીએ દેવર્દ્ધિ ક્ષમાશ્રમણાચાર્યના સ્વરાજ્યતળે અને ખુદ તેઓના કંઠાગ્ર દેશે ઉણું એક પૂર્વનું જ્ઞાન હતું એટલે કે એક પૂર્વ પણ પૂર્ણ નહિ. સર્વજ્ઞોએ પૂર્વનું માન અંબાડી સહ હાથી કાજલના ઢગલામાં ઢંકાઈ જાય તેટલી મસીવડે તૈયાર કરી શકાતાં શાસ્ત્રોને પૂર્વના માનથી પરંપરાગત અંકિત કરેલ છે તેમાંથી પણ યતિકંચીત ન્યુન સ્થિતિમાં નિયત થયેલા હતા. મજકુર પૂર્વ એક નહિ પણ તેની પૂર્વે ચૌદ પૂર્વનું જ્ઞાન વીર

વર્દ્ધમાન પ્રણિત હતું પરંતુ સઘળું વિચ્છેદ જતાં આચાર્ય સમીપ એક પૂર્વનું રહ્યું તે પણ કાળચક્રના સતત્ પરિવર્તનથી સમયાન્તર જમ્બરો ફેરફાર થવા લાગ્યો. તેનું વિસ્મરણ દેવવૃદ્ધિ ક્ષમાશ્રમણે કરી ભવિષ્યની પ્રજાના વારસા માટે અને ચિરંકાળ પર્યંત આબાદ રાખવાના વિશિષ્ટ આશયથી સહાધ્યાયી આઠ આચાર્યો એકત્ર મળી કાલ પરિવર્તનનું દિગ્દર્શન કરી આપત્ કાળમાં શાસ્ત્રોનો અભ્યુદય ઇચ્છી સર્વાનુમતે મજકુર ઠરાવ મંજુર રાખી કંઠસ્થ જ્ઞાનને લહીઆઓ મારફત તાડપત્રાદિ આધાર પત્ર ઉપર પ્રાકૃત ભાષામાં ગદ્ય અને પદ્યમાં ગુંથી પત્રારૂઢ કર્યાં. દેવવૃદ્ધિ ક્ષમાશ્રમણાદિ આચાર્યોએ શાસ્ત્રો પત્રારૂઢ કર્યા ને જ્યાં હજુ અમુક સમય નિર્ગત થયો તેટલામાં કાળે પાછો પોતાનો સખત ફટકો લગાવ્યો તેથી સમયાંતરે બુદ્ધિનો જમ્બરો ફેરફાર થયો. પાછળના આચાર્યોએ મુળ પાઠની વિકટતા અવલોકી તેના ઉપર સંસ્કૃત ટીકાઓ તૈયાર કરી અને તેને અમુક વખત જતાં ગુજરાતીમાં સરલ ટબો ( ભાષાંતર ) કરવાની કુદરત તરફથી ફરજ પડી. આ પ્રમાણે કાળના ઉત્તરોત્તર અસહ્ય પરિબળથી બુદ્ધિનો મહાન્ વિલય થવા સાથે શાસ્ત્રો પણ કાળાંતરે વિચ્છેદ થતાં અર્વાચિન કાળમાં બિન્દુવત્ દ્રષ્ટીગોચર થાય છે; **જૈન** અને **જૈન** શીલસુરી—તત્વજ્ઞાન એક વખત ઉદયાચળની ટોચ પર હતું તે આજે અસ્તાચળની તળેટીપર છે. કુદરત બહુવાર જેને સંપૂર્ણતાની ટોચ ઉપર જેવા વેગથી ચડાવે છે તેવાજ વેગથી ધરતીપર ઢાળી પણ પાડે છે.

**બહોળો શાસ્ત્રાભ્યાસ.**

પૂર્વે સંયમમાર્ગ મેળવવા તૈયાર થયેલા અધિકારીઓને કેલવણી વિષયના ક્રમ સહ ધોરણમાં આચારાંગાદિ સિદ્ધાંતોને અવલ પદ અપાતું હતું તે આધુનિક સમયમાં દશવિકાળિકાદિ સિદ્ધાંતથી પ્રારંભ

થાય છે. તથાપિ કેટલાક તો તે સોપાનથી પણ અપકૃષાભિમુખ જોવામાં આવે છે. કિન્તુ **સ્વામીજી** જાણતા કે જ્ઞાન એ માણસની મોટામાં મોટી જાગીર છે, મોટામાં મોટી ઇસ્કામત (દોલત) છે. દ્રવ્ય કરતાં સદ્દજ્ઞાનની સત્તા વધારે ચાલે છે. એક હુંશિયાર બૅરીસ્ટર એક કલાકમાં પોતાના મનની મહેનતના એક હજાર રૂપીઆ પેદા કરે છે જ્યારે એક જડ બુદ્ધિનો મજુર આખો દિવસ મોટા પાણા ઉપાડે છે ત્યારે માત્ર ચાર આના કમાય છે. ખચિત જ્ઞાન એ અમાપ કીંવા અલક્ષીત વીધુત શકિત ધરાવે છે. જર અને જમીનના વસીયતનામા થાય છે, પણ જ્ઞાન અને ડહાપણના વસીયતનામાં થત નથી. જ્ઞાનરૂપી અર્થાત વિદ્યારૂપ ગુઢ દેશ છે; તેમાં અનંત ઐશ્વર્ય અને રહસ્યોના ગુપ્ત બીજકો રહેલાં છે; સર્વ દૈવી સંપતિનું તે મૂળ સ્થાન છે. કોઇ વિલક્ષણ સંકેતવશાત્ પણ પ્રાભવ હોતો નથી **સસિરો** કહે છે કે "વિદ્યાભ્યાસ એ તરૂણાવસ્થામાં પોપણ, વૃદ્ધાવસ્થામાં મોજ, સંપતિમાં શણગાર અને વિપતિમાં આશ્વાસન છે. ઘર સંસારમાં કે યોગાશ્રમમાં સુખકર્તા થઈ પડે છે. બહાર વીન વીવેકાદિ અપરીમીત ગુણો પ્રાદુર્ભાવ પામે છે. કેળવણી અભ્યુદયમ આભુષણરૂપ, આપતિમાં રક્ષણરૂપ અને વૃદ્ધાવસ્થામાં પોષણરૂપ સંપતિનાં રૂપમાં ફલિત થાય છે. **જૈન**શાસ્ત્ર ફરમાવે છે કે " **पढमंनाण तवोदया** " "( **दशविकालिक** ) એટલે પ્રથમ જ્ઞાન પછી દયા " **विद्याविहीनः पशुः** વિદ્યા વીન્યાનો નર પશુ સમાન છે. " ભરતહરી. "

" Ignorant men differ from the beasts only in their figure."

અજ્ઞાન માણસો અને પશુઓમાં માત્ર આકૃતિનોજ ફેર છે.

" It is better to be unborn than untaught for ignorance is the root of all evils " (Plato) " ન ભણવા કરતાં ન જન્મવું વધારે સારૂં છે કારણ કે અજ્ઞાનતા એજ સર્વ દુઃખનું કારણ છે. ( પ્લેટો )" અજ્ઞાનપણું એ દુનિઆની સૌથી મોટી બદી છે. ( બુદ્ધ ). અજ્ઞાન એ ઇશ્વરનો શાપ છે. જ્ઞાન આપણને સ્વર્ગમાં લઇ જનાર પાંખ છે. દુનિઆ અને આત્મોન્નતિની સલામતિનો પાયો જ્ઞાન ઉપરજ ટકી રહ્યો છે. હમેશાં આત્મસિદ્ધિના દાદરે ચડવા જ્ઞાનરૂપ દોરીનું અવલંબન કરવું જોઇએ. તે ઉપરાંત સ્વામીજીના કેન્દ્રસ્થાનમાં મુખ્ય ધોરણ એ હતું કે વખત એ કુદરતનો ઉમદા ખજાનો છે. કાળના હાથમાં રેતીની શીશી છે તેમાંનો ખરી પડતો એકેક દાણો જાણે ગગનમાંનો ચળકતો તારો હોય અથવા અમુલ્ય હીરો હોય એમ ગણી સતત પ્રયાસથી વીણી લેવા ચુકતા નહિ. તેમના ગુરૂમહારાજના હૃદયદ્વારા વહેતા નિર્મળ જ્ઞાનના ઝરા-માંથી નિરંતર જ્ઞાનની ઉજ્વલ વિદ્યુત શકિતવડે નિશદિન વિદ્યાજી-વનને સુંદર ઓપણીથી ઓપ ચઢાવી વિભૂષિત કરવામાંજ કર્તવ્ય પીછાણતા હતા. તેમનું ચિત્ત સમીપમાં ચાલતા વાર્તાલાપ કિંવા ઇતર પ્રવૃતિ તરફ બીલકુલ નહિ દોરાતાં જ્ઞાનના પવિત્ર પ્રાશનમાં તાદાત્મ્ય થઇ જતું હતું. વિદ્યાભ્યાસના નીર્ણિત ટાઇમ ટેબલમાં જરા પણ બેદરકાર બનતા નહિ. બુદ્ધિ અને મનની એકાગ્રતાએ ગમે તેવા ગહન વિષયની પારદર્શકતા પ્રાપ્ત કરવામાં અદ્વીતીય હતા. કહેવત છે કે:—
" Concentration is the key to success એટલે એકાગ્રતા એ સિદ્ધિની કુંચી છે. " જેને ખંત અને આગ્રહ રાખતા આવડયો તેને કામ પાર પાડતાં આવડયું, ખંતથી વર્તશો તો જયથી ઝળકશો. " ખંત રાજદ્વારીનો મગજ, યોદ્ધાનું ખડગ, શોધકનું રહસ્ય,

અને વિદ્વાનની ( ઓપન સીસેઝમિ ) જાદુઈ લાકડી છે." શબ્દો સ્વર્ગની પુત્રીઓ છે અને કાર્ય સ્વર્ગના પુત્રો છે. ગુરૂમહારાજ જે જે જ્ઞાનનું પવિત્ર પ્રાશન કરાવતા તે સઘળું વિશિષ્ટ પ્રકારે હૃદયમાં ઉદ્ભવતા આલ્હાદ અને વિકસિત ચ્હેરે વિનયથી આરામનો અનાદર કરી શ્રમને આશ્રિત રહી જ્ઞાનરૂપી દ્રવ્ય હૃદયરૂપ ખજાનામાં ઠાંસી ઠાંસીને ભરતા. ધીરજ અને આગ્રહથી મચ્યા રહેવાથી ઇષ્ટ ફલોત્પતિ થઇ શકે છે એવો સચોટ સિદ્ધાંત તેમના અમલતળે હોવાથી ગુરૂના પૂર્ણ કૃપાપાત્ર થયા. વિશેષમાં ભૌતિક શાસ્ત્રની પ્રખર ભઠ્ઠીમાં તાવીને બહાર કાઢેલા **જૈન** તત્વામૃતનું પાન કરવાને હૃદયની ઉત્સુકતા નીહાળી ગુરૂમહારાજ પાત્ર શિષ્યની પ્રાપ્તિથી સંતુષ્ટાનંદ પામ્યા; અવલથીજ પોતાના અંતઃકરણમાં જ્ઞાનરૂપ ખજાનો ભવિષ્યમાં પોતાના યોગ્ય વારસોને સમર્પણ કરવો પડશે એવી સદ્‌ભાવનારૂપ આભાસની છાયા તેમના સ્ફાટીક હૃદયદર્પણમાં સાઘંત છવાઇ રહી હતી. દીક્ષા ગ્રહણ કર્યા બાદ ટુંક મુદતમાં **સ્વામીજીએ** "દશવિકાલીક" "ઉત્તરાધ્યયન" "નિરાવળિકા" "અણુત્તરોવવાઇ" અને "આવશ્યકાદિ" પદ્યબંધી ગ્રંથોના ૪૦૦૦ ચાર હજાર શ્લોકો તથા બીજા હજારો ગદ્યબંધિ શ્લોકો કંઠાગ્રે કરવા ઉપરાંત સ્વધર્મનું વિશાળ જ્ઞાન સંપાદન કર્યું. હાલના વિદ્યાર્થીઓની માફક લુંટણીયું અથવા આ લોકનાં સુખો મેળવી સંસાર તરતો કરવા તથા માન પાનના ઇલ્કિાઓની ખાતર મેળવવામાં આવ્યું ન હતું. "**મોન્તેન** કહે છે કે માત્ર સ્થુળ વ્યવહારીક ફળ મેળવવાની આશાથી વિદ્યાભ્યાસ કરવો એ શારદા દેવીની કૃપા અને પ્રસાદનો દુરૂપયોગ કરવા બરાબર છે." વળી એકલી બુદ્ધિના વિકાશથી ઘણી વખત માણસ હૃદયશુન્ય બની જાય છે. દયા, પ્રેમ, શાંતિ વગેરે સાત્વિક ગુણોનો ઝરો બુદ્ધિના પ્રખર તેજથી

તદ્દન શુષ્ક થઇ જવાની ભીતિ ઉત્પન્ન થાય છે. તેથી ઘણા એવા શુષ્ક જ્ઞાનથી ઉપકારને બદલે અપકાર કરી બેસે છે. તેમ ન હતું પરંતુ ક્રમવાર અને વ્યવસ્થાસર અભ્યાસક્રમ હતો. વ્યવસ્થાસર એક પેટીમાં સામાન ગોઠવીને ભરવાથી બમણો અથવા દોઢો સમાય છે. તે ન્યાયસર કરેલ જ્ઞાન સંપાદનનો વિતંડાવાદમાં વ્યય ન કરતાં પારમાર્થિક જીવન ગાળવામાં સ્વહિત સમજતા હતા; પરંતુ હાલમાં વસ્તુ સ્થિતિ તપાસતાં બહુધા ભાગ વિરૂદ્ધાચરણીય અવલોકવામાં આવે છે. ઉક્તંચ

**विद्या विवादाय धनं मदाय । शक्तिः परेषां परपीडनाय ।**
**खलस्य साधोर्विपरीतमेतत् । ज्ञानाय दानाय च रक्षणाय ॥**

અર્થાત વિદ્યા વિવાદ કરવા અને કજીયા કરી સુલેહનો ભંગ કરવા ભણાય છે અથવા ઉપયોગ કરાય છે. ધન ઉન્નમત્ત બની બીજાઓને સતાવવામાં, અમુક પ્રકારની શકિત પ્રાપ્ત થાય છે તો તેથી બીજાઓને પીડવામાં, એમ ખળ (નીચ) માણસ યોગ્ય પ્રાપ્ત સ્થિતિનો દુરૂપયોગ કરે છે ત્યારે સાધુ (સારો) પુરૂષ એ ત્રણેનો સદુપયોગ કરે છે. એટલે વિદ્યાથી, ધનથી અને સત્તા વડે બીજાઓને મદદ કરવામાં સ્વવિભુતિ રૂપ રકમને ખરચે છે, જીંદગીરૂપ વૃક્ષને સદ્‌ગુણરૂપ ફળથી નીચું નમાવે છે, અને તેથી સમાજ જીજ્ઞાસારૂપ દાતરડાવડે ઉન્નતિરૂપ ફલની સુંદર કાપણી કરી તેના તરફથી શ્રેય સંપાદન કરે છે.

જ્ઞાનીઓના લક્ષણ વિષે વિચાર કરતાં તેઓ એમજ માને છે કે હું કંઇ પણ જાણતો નથી અને જે જાણું છું તે એટલુંજ છે કે હું અજ્ઞાન છું, સત્યના અથવા જ્ઞાનના મહાસાગરના તટ (કાંઠા) ઉપર ઉભો રહીને કીનારેથી માત્ર છીપોજ વીણી લઉછું અને છેટેથી એ

મહાસાગરના દર્શન કરૂંછું. તેની શોધ કે માપ કાઢવાની મારામાં તાકાત કે શકિત નથી. આ બધા ગુણોએ સ્વામીજીના કેન્દ્રસ્થાનમાં પ્રથમથીજ નિવાસ કર્યો હતો. રાત્રિદિવસ શાસ્ત્રોનું મનન તેમજ વધુ દોહન કરવામાં અને ભવ્ય (યોગ્ય) જનોની શંકાનું સમાધાન કરવામાં સમય નિવર્ત થતો હતો. રજની સમયે કુદરત તરફથી થયેલ શારીરિક શ્રમને ઉતારવા નિયમિત નિંદ્રા કરવાની પડેલ ફરજ બએ હજાર શ્લોકોનું મુખેથી અધ્યયન કર્યા પછીજ નિદ્રાને સ્વલ્પ આધિન થતાં હતા. જ્ઞાનની ઉપયોગીતા વિષે તેમનો એવો આધિન મત બંધાએલો હતો કેઃ—

**पीयुषमसमुद्रोत्थं । रसायण मनौषधं ।**
**अनन्यापेक्ष मैश्वर्यं । ज्ञानमाहुर्मनीषिणाः ॥**

**અર્થ**—જ્ઞાન એ સમુદ્રથી નહિ ઉત્પન્ન થયેલ એવું અપૂર્વ અમૃત છે, ઔષધથી નહિ ઉપજેલું એવું રસાયણ છે, અને અન્ય વસ્તુઓની અપેક્ષાથી નાનું સરખું અપૂર્વ ઐશ્વર્ય છે, એમ માનતા હતા. " Knowledge is power અર્થાત્ જ્ઞાન એજ શક્તિ છે " " Pen is mightier than sword એટલે કે કલમ તરવાર કરતાં વધારે બળવાન છે."

"**यंदेशं श्रयते तमेव कुरुते बाहु, प्रतापार्जितम्** ॥ વિદ્યાના જે કોઈ પ્રદેશમાં ઉતરશે તેમાં પ્રભુત્વ સંપાદન કરશેજ." પરિણામે એ ઐશ્વર્યના અધિપતિનું પરમપદ હસ્તગત કરી, ગુરૂમહારાજની વૃદ્ધાવસ્થા થવાથી તેમની તેહનાતમાં રહી તન મનથી સેવા બજાવવા સાથે વ્યાખ્યાનાદિ જાહેર પરમાર્થીક કર્તવ્યના વિશાળ ક્ષેત્રને વધારે આબાદ અને વિશાળ બનાવતાં ગુરૂ સમીપ ચાતુર્માસા (૨) રામપુરા

(૨) રંગપુર (૧) ખેડા–ગુજરાત (૧) રાપર–કચ્છ (૨) જેતપર–કાઠી-રાજ (૧) ચોટીલા (૨) સુરત–ગુજરાત વગેરે સ્થળે ચાતુર્માસ પસાર કર્યાં બાદ સુરતથી અમદાવાદ પધાર્યા. ત્યાં લોકોના અત્યાગ્રહથી અમુક વખત રોકાઇ સ્વામીજીએ પોતાના રસમય વાક્ પ્રવાહથી શ્રોતાવર્ગના હૃદય ઉપર ગંભીર અસર અગ્નિ પ્રગટ કર્યો જેથી બીજા માણસોના મન પણ પ્રકાશી નીકળવા સાથે ઉત્સાહ અગ્નિની રોશની લોકોના હૃદયમાં પ્રકટી નીકળી. વાણીની ચમત્કૃતિરૂપ વશીકરણથી શ્રોતાઓની લાગણી પોતા તરફ દોરાવા લાગી. વ્હેતા વાક્ પ્રવાહમાં શ્રોતાગણોમાં લાડવા શ્રીમાળી વણીક જ્ઞાતીના **માણેકચંદભાઇ** પણ મુખ્ય જણાતા હતા, તેમના નિર્મળ હૃદયને પીંગળાવી નાંખવા તે બોધ સફળ ઉતર્યો. સ્વામીજીના ઉપદેશની ફતેહનો આ પહેલો દાખલો હતો. ભવિષ્યની ઇતર વ્યક્તિઓના ઉદ્ધારની શરૂઆત હતી. જૈનો અને જૈનેતર ઉભયમાં જૈનધર્મની ઉજવલ છાપ પાડવાની નિશાની હતી. સમાજના ઉદયરૂપ વિજય પતાકા ફરકાવવાની આગાહી હતી અને ટુંકામાં આ લેખકના માનસિક વિકાસાવકાશની ભવિષ્યની ઉત્તમ ચાવી હતી. ઉપદેશની સફળતા **માણેકચંદભાઇના** ઉત્કૃષ્ટ વૈરાગ્યે કરાવી આસપાસના સંયોગોમાંથી મુક્ત થયા, અને સંવત ૧૯૩૫ ના માહા-માસમાં ત્યાંજ એટલે **અમદાવાદમાં** દીક્ષિત થઈ પ્રથમ શિષ્ય થયા. તેમણે ચાર વર્ષ પ્રવર્જ્યા નિર્વહન કરી અને સંવત ૧૯૪૦ માં દેવલોક પામ્યા.

**ગુરૂ મહારાજનો સ્વર્ગવાસ.**

તેમને હજુ જ્યાં પાંચેક વર્ષ પૂર્ણ થવા જાય છે તેટલામાં સ્વામીજીના શિરછત્ર અને ચારિત્ર ધર્મરૂપ મહાન રાજ્યના દાતા ગુરૂમહારાજ શ્રી **ગોરધનજી** સ્વામી **સાયલા** મુકામે પધારતાં તેમના ઉદા-

રીકે શરીરમાં સહેજ વ્યાધિએ પ્રવેશ કર્યો. સ્વામીજીએ પોતાના ગુરૂશ્રીના ચારિત્ર માર્ગમાં વિઘ્નરૂપ રોગને મુળથી નાબુદ કરવા જૈન સંયતિ (સાધુ) ને ખપતા અબાધિક ઉપચારો માટે અનેક ચાંપતાં પગલાં લીધાં પણ પરિણામે સઘળું વ્યર્થ હતું; પ્રતિદિન વ્યાધિએ પોતાનું ગંભીર રૂપ પકડયું. તેનું સબળ કારણ તપાસતાં વૈદ્યો અને દાક્તરોએ ગુરૂ મહારાજશ્રીને છેલ્લા કેટલાએક વર્ષોથી સ્નિગ્ધ (ચિકાસવાળા) પદાર્થો જેવા કે દુધ, ઘી, દહીં, સાકર યાને ગોળ વિગેરે ઉપરાંત તળેલ કે તાવેલ કોઈ પણ જાતનો પૌષ્ટીક શક્તિવાળો અને સ્વાદીષ્ટ ખોરાક જીંદગીભર નહિ લેવા મહાન્ ઉગ્ર ત્યાગ કર્યો હતો. "**हतं ज्ञानं क्रिया हिनम्**" અર્થાત્ ક્રિયા વગરનું જ્ઞાન નીરર્થક છે." એ સુત્રાનુસાર માત્ર શુષ્ક ખોરાક દેહના ટકાવ માટે લેતા હતા, તેને લીધે થયેલ કોઠાની ગરમી અને પેટની શિથિલતા થવાથી દસ્તની બીમારી થવાનું કારણ બતાવ્યું હતું. આવા ભયંકર પ્રસંગે અપવાદ તરીકે પણ સ્નિગ્ધ ખોરાક નહિ લેવા પોતાનો ઉગ્રત્યાગ અબાધિતપણે સહીસલામત છેવટ સુધિ ટકાવી રાખ્યો હતો અને તેમનો ચોક્કસ વૈરાગ્ય અને દેહ ઉપરનું નિર્મોહીપણું એ બધું "High thinking" આપણને સારી રીતે ઉપકાકારી બનાવે છે. પોતાને જે માસમાં પરણવાનું હતું તેજ માસમાં કુંવારી કન્યાનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરી હતી, એ તેમનું ખચીત માનસિક બળ–Mental power નું નિદર્શન થાય છે. રણસંગ્રામમાં દુશ્મનોના સનમુખ ખુલ્લા મેદાનમાં ઉભા રહી વિદ્યુત જેવા ચળકતા ખડગના તીક્ષ્ણ ઘા સહન કરવા કરતાં પણ વધી શકે તેવું છે. રણસંગ્રામમાં ઉતરવાના અનેક દાખલાઓ આપણને ઐતિહાસિક તવારીખમાંથી મળી આવે છે, પણ ઇંદ્રિયો ઉપર કાબુ કર-

વાના કીંવા જય મેળવવાના દાખલાઓ કવચીત જોવામાં આવે છે. જ્યારે આપણી હાડ ચામડી રહેશે ત્યારે તો સર્વ સદ્‌ગુણી બનીશું એ નિર્વીવાદ બિના છે, પણ યુવાવસ્થામાં બનવું કઠીણ છે.

**કવીત.**

ચલઓ ગગન પંથ, મલઓ મિહીર લોક,
દલઓ રિપુકો દલ, શસ્ત્ર બીહીન હે;
ધરઓ ધરાકો ભાર, તરઓ નિધીકો બાર,
હરઓ હરીકો હરિ, કરઓ આધિન હે.
ખાયઓ હળાહળકું, ધ્યાયઓ ફનીશમની,
ધાયઓ ખગેશ સંગ, બને કોરિ દીન હે;
રહઓ અહાર બીન, કરઓ ભૂમિ શયન,
સુંદર સબહી સહેલ, એક કામ દહઓ કઠીન હે.

જે પુરૂષો વિષયને આધિન થએલા છે અને મનને જીતી શક્યા નથી તેવા મનુષ્ય હૃદયના ગુપ્ત મર્મસ્થાનમાં અવલોકન કરતાં તેઓ તેનાથી માહત્ થયેલા હોય છે, ત્યારે મનને માહત (હણવું) કરી મન ઉપર વીજય મેળવનાર ઇંદ્રિયજીત પુરૂષોને સહેલું થઇ પડે છે.

**तृणं ब्रह्मविद: स्वर्गस्तृणं शूरस्य जीवनम् ।**
**जिताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥**

અર્થાત્ બ્રહ્મજ્ઞાનીને મન સ્વર્ગ તૃણ સમાન છે. શુર પુરૂષને જીવન તૃણ સમાન છે. ઇન્દ્રિયજીત પુરૂષને સ્ત્રી તૃણ સમાન છે. અને ટુંકામાં નિસ્પૃહી પુરૂષોને જગત તૃણ સમાન છે. તે મુજબ આ મહા પુરૂષને મન વિષયો તૃણ સમાન હતા. તેઓ જાતિના કડીયા કચ્છ વાગડમાં આવેલ **શીકરાગામના** રહીશ હતા. દરેક જાતિના હુનર

અને કારીગરીમાં કુશળ હતા, જ્ઞાનની પારદર્શિકતા માટે તેમનો વિર-ચિત **ચંદરાજાનો** રાસ ( કવીતા ) મુખ્ય છે, જેનો અનેક વિદ્વા-નોએ ઉતારો કર્યો છે. કચ્છ **માંડવીના** એક નાગર ગ્રહસ્થને પ્રિય લાગવાથી તેણે ગુજરાતીમાં ભાષાંતર કરી છપાવી બહાર પાડયો છે. તે વાંચવાથી તેની રસીકતા પુરવાર થશે. તેમનો વૈરાગ્ય દુઃખગર્ભિત ન હતો, કિન્તુ જ્ઞાનગર્ભિત હતો. થોડા વખત સહેજ માંદગી ભોગવી દરમ્યાન આસપાસ વિચરતા બીજા સાધુઓ પણ તેમની સેવામાં **સાયલે** આવી પહોંચ્યા. ત્યાગીઓ અને ગૃહસ્થો તેમના અંત વખ-તથી ગભરાવા લાગ્યા, પરન્તુ મહાત્માઓ મૃત્યુથી ગભરાતા નથી. તેઓ એમજ માને છે કેઃ—

**मृत्योर्बिभेशि किमुढः भितंमुञ्चति किं यमः ।**
**अजातं नैव गृह्णाति कुरु यत्नमजन्मनि ॥**

અર્થાત્ હે મુર્ખ મૃત્યુથી શા માટે બીએ છે ? શું ગભરાવાથી યમરાજ કદી પણ છોડી દેવાનો હતો ? ડાહ્યા અને વિચારશિલ પુરૂ-ષોએ જીવવાની આશા અને મૃત્યુના ભયથી વિમુક્ત થઈ એવું કર્તવ્ય કરવું જોઇએ કે પુનઃ જન્મ લેવો ન પડે અને જેઓ નથી જન્મતા તેને યમરાજા કદી લઇ શકતો નથી. ” જ્યારે કોઈ પણ મનુષ્ય આ દુનિયામાં અવતરે છે ત્યારે તેમને આ દુનિયા કેદખાના જેવી લાગે છે, અને મૃત્યુને જયમ કોઇ કેદી કેદખાનામાંથી મુક્ત થવા રાહ જુએ અને ઇચ્છા મુજબ છુટકારો થતાં તે અત્યાનંદ માને તેવીજ રીતે મહાત્માઓ મૃત્યુને મહોત્સવ માને છે. એક બાળકના જન્મથી આપણે આનંદ પામીએ છીએ અને મૃત્યુથી દીલગીર થઇએ છીએ તે જ્યારે કોઇ સ્નેહી કેદમાં જાય ત્યારે આનંદ કરવા જેવું અને કેદમાંથી પુનઃ છુટે ત્યારે વિલાપ કરવા જેવું છે. વાસ્તવિક રીતે જન્મવું એ કેદમાં

જવા બરાબર છે, અને મૃત્યુ એ સ્થુલ દેહ રૂપ કેદખાનામાંથી મુક્ત થવા જેવું છે. એ નીયમાનુસાર મહાત્માઓ જ્યારે આ આખર દુનિયા ત્યાગ કરી દેહથી ભિન્ન થાય છે ત્યારે દીલગીરીને બદલે આનંદ માને છે. ઉપર મુજબ મહાત્માશ્રીનું મન નિર્ભય હતું. તેમનું બાહ્ય શરીર વેદના ભોગવતું હતું પણ મન ઉપર તેની કોઈ પ્રકારે અસર થવા પામી નહતી. હર્ષશોકાદિ દ્વંદથી રહિતપણાના પ્રમાણમાંજ જીવનમુક્ત પુરૂષોની ભૂમીકાનું તારતમ્ય રહેલું પ્રસિદ્ધજ છે પણ આગલા પ્રસંગે જે સ્વભાવ શાન્ત આનંદનો ભાવ વીલસતો હતો, તેજ ભાવ તેવાજ ધુરસ્મિતયુક્ત અત્યારે પણ એ દીવ્ય મુખારવિંદપર ઝળકી રહીને તે અલૌકીક હૃદયની ઉન્નતર દશાનો ધ્વજ ફરકાવતા હતા. કહેવત કેઃ—

"Come he slow, come he fast, his but death comes last" અર્થાત "વ્હેલું આવે કે મોડું આવે પણ આખર મોત તો આવનારજ છે." થોડો વખત એ સ્થિતિ ભોગવ્યા પછી સંવત ૧૯૪૬ ના અષાડ સુદ ૮ ની રાત્રીએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી સ્વર્ગ તરફ પ્રયાણ કર્યું. જેમની ખોટ સંપ્રદાયમાં હંમેશને માટે ન પુરી શકાય તેવી આવી પડી. સમાજમાં શોકની ઉંડી લાગણી ફેલાણી. ખરેખર, એ ઘાતકી રજની હમેશને માટે ભયંકર ગણાશે. મર્હુમ ઇંદ્રિય દમનમાં વીર અને સંયમમાં પરાક્રમી મહાન્ ભાવ યોદ્ધા જનસમાજની આત્મોત્ક્રાંતિના નેતાની સુલેહ રક્ષકની નોંધ લેતાં આકાશમાં ગર્જના થવી જોઇએ. અશાડ શુકલપક્ષ અષ્ટમીની તેજોમય રાત્રી અંધકારમય થવી જોઇએ. એ ઘાતકી રાત્રિ શાંત છતાં ખળભળાટવાળી થવી જોઇએ. આ કમભાગ્ય અને ગમગ્વાર બનાવે સ્વામીજીના માનસિક બળ ઉપર ભારે જખમ કર્યો. ત્યાંથી સ્વામીજી બીજા સાધુઓને લઈ વઢવાણ કેમ્પ ચાતુર્માસ પધાર્યા.

# પ્રકરણ ૨ જું.

## પ્રવાસની સફળતા.

**કાઠિયાવાડના પ્રદેશમાં વિહાર.**

સંવત ૧૯૭૪ ની સાલમાં સ્વામીજીએ ચાતુર્માસ પાણુસીણા કર્યું. એ ચાતુર્માસની પૂર્ણાહુતિ થતાં કાઠીઆવાડ તરફ પ્રયાણ કર્યું. આરામના અનાદર કરી શ્રમને આશ્રિત રહી સત્કર્તવ્યની રંગભૂમિમાં પ્રતિક્ષણે પ્રગતિ કરવામાં અસાધારણ લાભ અધિકારીઓને આપી પોતાનું પવિત્ર મીશન અદા કરવામાં અને **वसुधैव कुटुम्बकम्** ॥ એટલે દુનિયાને પોતાનું કુટુમ્બ માની જ્ઞાનરૂપ ખજાનાને બહોળા હાથે વહેંચવામાં સ્વસમયના ભોગે જીવન પસાર કરવા ઉંચો મત બાંધ્યો. આ સ્થળે કહેવું જોઇએ કે–" Life is service, Life is sacrifice " "જીવન એ સેવન છે, જીવન એ સ્વાર્પણ છે." એ ન્યાયે આરામને આધીન થઇ સમાજસેવાનું કલ્યાણ ડુબાવવામાં કુદરતની જબરી જોખમદારી સમજતા, કારણ કે વખત વહી જાય છે અને દરેક પળની જવાબદારીનો બોજો આપણા શીરપર રહી જાય છે. દુનિઆના દુર્ગુણો અને દુ:ખનો નવ દશાંશ ભાગ આળસથી ઉત્પન્ન થાય છે. મીલ્ટન કહે છે કે–કુદરતને દોષ આપો નહીં. " કુદરતે પોતાની ફરજ બજાવી છે, તું તારી ફરજ બજાવ, " કારણ કે જીંદગી ટુંકી છે, હુન્નર વિશાળ છે, તક ચલિત છે, પ્રયોગ અચોક્કસ છે, અને નીર્ણય

મુશ્કેલ છે, માટે અજાવ. We live in deeds not years, in thoughts not breaths, in feelings not in figures or diet, એટલે કે આપણે કર્તવ્યમાં જીવીએ છીએ વર્ષમાં નહિ, વિચારોમાં જીવીએ છીએ શ્વાસોશ્વાસમાં નહિ, લાગણીમાં જીવીએ છીએ, ખોરાકમાં નહિ.

રાજા જ્યુલીયને કહ્યું છે કે જનો અને રાજા જેવા વીર પુરૂષોએ તો શ્વાસ સરખું પણ લેવા બેસવું ન જોઇએ. એટલે કે સારા કાર્યોમાં એટલા બધા તન મન અને ધનથી પ્રવૃત્ત રહેવું જોઇએ કે, શરીરને આલસ કરવાની ઇચ્છા થઇ આવે એટલી નીવૃતી પણ લેવા બેસવું ન જોઇએ. આલસને પરિણામે એક રાજાની પેઠે બીજી વ્યક્તિઓ પણ અહિતનો પ્રચાર કરે છે, પશ્ચિમની દુનિઆનો મહાન ફીલસુફ સ્વીડનબર્ગ કહે છે કે The religon of life is to do good જીવનનો ધર્મ–હેતુ એજ કે ભલું કરવું. એ પવિત્ર લાગણીઓને વિસ્તૃત બનાવવા સ્વામીજી જેતપુર (કાઠીરાજ) આવી આવી પહોંચ્યા. શ્રોતા વર્ગમાં હર્ષની લાગણી વિસ્તરી. તેમાં વિશેષ કરીને સ્વામીજીની નિર્મળ વાણી અને પવિત્ર દર્શનની તીવ્રાભિલાષા, વણિક જ્ઞાતિના, બાવીશી હરખચંદ કરમચંદ નામના અધિકારી વ્યક્તિના હૃદયમાં લાંબા વખતથી ઉદ્દ્ભુત થઇ હતી, તે સંકલ્પને સમયાનુસાર યોગ્ય પોષણ મળવાથી હર્ષરૂપ અંકુર નવપલ્લવ થયો. જે વસ્તુ તરફ જેની અભિરૂચિ છે તે પદાર્થ હસ્તગત થતાં અપૂર્વ આનંદ વાસ્તવિક રીતે ઉદ્દ્ભવે છે, કિંતુ જેને ખપ નથી તેને મળતાં અમુલ્ય પદાર્થો નિરૂપયોગી થઇ પડે છે. અલબત શ્રોતા થવું એ લગભગ વક્તા થવા જેટલું જ કઠીન છે.

## કવીત.

સુંદર તોપણ શા ઉપયોગની અંધની આગળ આરસી લાવ્યો,
જો ગજરાજ દીસે અતિ ઉત્તમ પણ નિર્ધનને કામ ન આવ્યો;
મરકટ કંઠ ધરી મણીહાર પ્રહાર કરી અતિ દુર ઉડાવ્યો,
કાવ્યકળા કરી મુર્ખની પાસ બધીરની આગળ શંખ બજાવ્યો.

પરંતુ શંખ બજાવવા જેવું ન થતાં સ્વામીજીના બોધથી હરખચંદભાઈના મન ઉપર સચોટ અસર થવા પામી. તેમના નિર્મળ હૃદયને પીંગળાવનાર, અને આસપાસ રહેલ વ્યક્તિઓ તથા દુરસ્થ જનોના અંતરપટને ભેદક અંતઃકરણથી ઝરતા ક્ષમાના નિર્મળ સ્વચ્છ ઝરાના ચાલતા સૌમ્ય પ્રવાહમાંથી ઉડતી અમૃત કણીઓના સ્પર્ષથી દુરસ્થ જનોને પણ અપરિમિત સમભાવ ભાવિક કરનાર માધ્યસ્થ અને ગંભિર વાણીના શુદ્ધ રજકણોએ કર્મ યોગી પુરૂષના વૈરાગ્યને મજબુત કર્યો. મજબુત વૈરાગ્ય થતાં આસપાસના સંબંધીઓની અનુજ્ઞા મેળવી ૪૪ વર્ષની વયે એક પુત્રીને વરાવી સ્વામીજી પાસે સં. ૧૯૪૭ ના માઘ વદ ૯ ના રોજ જન્મભૂમિ (જેતપુર) માં પોતાની ઉપાર્જીત લક્ષ્મીનો દાનાદી સત્કાર્યોમાં સદ્વ્યય કરી પોતાના ખરચે સારા જલસાથી ગામ બહારના દરબાર શ્રી રામવાળાના ઉદ્યાન (બગીચા) માં હજારો જનસમાજ સમક્ષ ચારિત્ર માર્ગ અંગીકાર કરી દ્વિતીય શિષ્ય થયા, અને હરખચંદજી સ્વામી નામ ગુરૂશ્રીએ આપ્યું. પોતે જો કે પુખ્ત ઉમરે દીક્ષા ગ્રહણ કરેલ હોવાથી જોઇએ તેટલું શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરી શક્યા ન હતા પરંતુ પોતાના આચાર સંબંધી જ્ઞાન સારી રીતે મેળવ્યું હતું.

ત્યારપછી ગુરૂસેવામાં રહી દરમાસે સાત ઉપવાસ જીંદગી પર્યંત કરવાના દ્રઢ અભિગ્રહ ઉપરાંત છઠ અને અંઠમાદિ તપશ્ચર્યા જોડે શરૂ

ાખી શારીરિક બાહ્યમળ જેમ પાણીથી દુર થાય છે, તેમ માનસિક ાપરૂપ આંતરીક મળ તપશ્ચર્યા વડે દુર થઇ શકે છે. શસ્ત્ર ઉપર ચડી ગયેલો કાટ ઉતારવા સરાણ છે, તેમ આત્મિક શસ્ત્રપર ચડી ગયેલો ર્મરૂપ કાટ દુર કરવા તપરૂપ તીક્ષ્ણ સરાણ છે. ચીમનીની અંદર પ્ર- ીમ દીપક ચીમની પર મેશ વળી જવાથી તેજોમય પ્રકાશ બહાર ની- કળી શકતો નથી, પરંતુ તે સ્વચ્છ થતાં જલદી પ્રકાશીત થાય છે. તેમ આત્મસ્વરૂપ પ્રગટાવવાનું તપ અદ્વીતીય શસ્ત્ર છે. તેના વડે પૂર્વે અનેક મહાપુરૂષોએ પોતાનું સત્યસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે. પણ પેટને પુછીને ચાલનારાઓ કદી પણ કરી શકયા નથી. તેને માટે તામિલ ભાષામાં કહેવત છે કેઃ—

ઓરૂ નાળુણવઇ, એલેન્‌ડ્રાલએલાય,
ઇરૂનાળુ મેન્ડોવરીયાય.
ઇંડુ ઍંદુર એન વઇરે,
ઉન્નોડું વાળ તલરિતુ.

"અર્થાત્—એક દિવસનું ભોજન તજી દે તેમ પેટને કહીયે તો તે સાંભળતું નથી. અથવા આવતા દિવસને માટે આજેજ ખાઇ લે એમ કહીએ તો તેમ પણ તે કરતું નથી, તેથી આ પેટ આપણને જેમ કહે તેમજ કરવું પડે છે." એ તપશ્ચર્યાદિ ક્રિયાઓ અને વિનય ગુણથી ગુરૂના કૃપા પાત્ર થયા. રસ્કિન કહે છે કે—આપણા વિચાર, આપણું જ્ઞાન, અથવા આપણી માન્યતા એ છેવટે કાંઇ અગત્યની નથી. માત્ર અગત્યની વસ્તુ આપણું સદાચરણ છે." ચારીત્રારૂઢ થયા પછી સ્વામીજી સમીપ રહી અનુક્રમે (૩) ચુડા (ઝાલાવાડ) (૨) જામકંડોરણા (૨) સાયલા (૨) રામપુરા અને (૩) [illegible], એમ વગેરે સ્થળે ચાતુર્માસ કરી લીંબડી મુકામે

કાળ-ધર્મને પામ્યા.

**ત્યારબાદ** બીજા સાધુઓને લઇ **સ્વામીજી** મુળી તરફ પધારતાં સાયલા તાબાના **ખાટડી** ગામના રહીશ

**લેખકનો ઉદ્ધાર અને શિષ્ય તરીકેનો સ્વીકાર.**

ક્ષત્રી (રજપુત) જ્ઞાતિના **જીજીભાઇના** ધર્મપત્નિ રાઠોડ કુળના **બોનજીબાના** અંગજાત **જેઠીજી** ( એટલે આ લેખક ) એ સ્વામીજીના પવિત્ર કદમમાં સં. ૧૯૫૮ ના મહા વદી ૨ ને સોમવારના રોજ ગુરૂશ્રીની સ્પર્શિત પવિત્ર ભૂમિમાં એટલે રામપુરામાં દીક્ષા અંગીકાર કરી. પોતાની જાતને હંમેશને માટે અર્પણ કરી અને ગુરૂ મહારાજે એક પામર વ્યક્તિના ત્રણ અક્ષરવાળા નામમાં ઓર ઉમેરો કરી **જેઠમલ્લજી** એવું નામાભિધાન અર્પણ કર્યું. આ દુનિયામાં ઉચ્ચ સ્થિતિએ લાવવા જો કોઈ પણ સમર્થ હોય તો માત્ર એક સદ્ગુરૂજ છે. ગુરૂ જેવી શક્તિ ધરાવતી સમર્થ વ્યક્તિ આ જગતમાં બીજી કોઇ પણ નથી.

કબીરદાસ કહે છે કેઃ—

ગુરૂ ગોવિંદ દોનું ઉભા, કીસકું લગું પાય,
બલિહારી ગુરૂદેવકી, જેને ગોવિંદ દિયા બતાય.

**સત્સંગની મહત્તા.**

એ ન્યાયાનુસાર વ્યક્તિઓનો ઉદ્ધાર કરનાર જેમ ખાણોમાં રત્નની યા વજ્ર હીરાની ખાણ, દાનેશ્વરીમાં કરણ રાજા, દેવોમાં લક્ષ્મી, પર્વોમાં દીપાવલી ( દીવાળી ), અક્ષરોમાં ૐકાર, મોટામાં આકાશ, સ્થિર પદાર્થોમાં ક્ષિતિ (પૃથ્વી), પુરૂષોમાં અથવા રાજાઓમાં રામ અને વ્રતોમાં જેમ બ્રહ્મચર્ય મોટું કીંવા ઉત્તમ કહેવાય છે તે સઘળા કરતાં પણ ગુરૂ ઉત્તમ છે.

પંચીકરણમાં કહ્યું છે કેઃ—

**गंगा पापं शशी तापं, दैन्यं कल्पतरुस्तथा ।**
**पापं तापं च दैन्यं च, हरेत्साधुसमागमः ॥**

અર્થાતઃ—ગંગા પાપને, ચંદ્ર તાપને, કલ્પવૃક્ષ દીનતા યા ગરીબાઇને નાબુદ કરે છે, જ્યારે પ્રત્યેકમાં એકેક ગુણ સમાએલો છે; ત્યારે સત્પુરૂષોમાં બલ્કે સદ્‌ગુરૂમાં ત્રણે ગુણો વ્યાપ્ત થયેલા હોય છે. સંસારના આધિ વ્યાધિ અને ઉપાધિ રૂપ મહાન અસાધ્ય માનસિક પાપરૂપ પાસમાં જકડાએલાને મુક્ત કરનાર, અનેક વ્યાધિઓથી ચીરાતા દુઃખી અંતઃકરણોમાં શાસ્ત્રીય બોધરૂપી અમૃત રસ રેડી ભવ્ય જીવોને અપૂર્વ શાન્તિરૂપ શારદા સંપૂર્ણ શશિકાંતની શીતલ ચંદ્રિકા તળે મુકનાર અને ભવભ્રમણરૂપ અનેક જન્મથી લાગુ પડેલા દુષ્ટ કર્મરૂપ મહાન્ દીનતાને વીખેરી ચુરેચુરા કરી નાખવાની મહાન શક્તિ ધરાવે છેઃ એક ઠેકાણે લખ્યું છે કેઃ—

**मलयाचलगन्धेन, त्विन्धनं चंदनायते ।**
**तथा सज्जनसङ्गेन, दुर्जनः सज्जनायते ॥**

"મલયાચલની સુગંધથી કાષ્ટ ચંદન બને છે તેમ સત્પુરૂષો પોતાની સજ્જનતાથી દુર્જનતાને નષ્ટ કરી પોતાના જેવા સજ્જન બનાવે છે એ તેમના મહાન ઐશ્વર્યની નિશાની છે."

**यथोदयात्महो द्रव्यं, संनिकर्षेण दीप्यते ।**
**तथा सत्संनिधानेन, दीनवर्णोऽपि दीप्यते ॥**

"જેમ ઉદયગીરી ઉપર રહેલું કાંઇ પણ દ્રવ્ય સુર્યના સમીપપણાથી પ્રકાશિત થાય છે. તેમ હલકી કોટીના પુરૂષ પણ સત્પુરૂષના સંસ-

ર્થી પ્રકાશિત થાય છે.

**कर्णस्त्वचं शिविर्मांसं, जीवं जीमुतवाहनः ।**
**ददौ दधीचिरस्थीनि, नास्त्यदेयं महात्मनाम् ॥**

એટલેકે-કર્ણ રાજાએ ત્વચાનું દાન કર્યું હતું; શીબી રાજાએ પોતાનુંજ માંસ આપ્યું હતું; જીમૂતવાહને પોતાનો જીવ આપ્યો હતો; અને દધીચિ ઋષિએ અસ્થિ આપ્યા હતા, તેથી મહાત્મા પુરૂષોને શું અદેય છે ? સમગ્ર વ્યક્તિઓમાં ઔદાર્ય ગુણનિષ્પન વ્યક્તિ ઉચ્ચ દરજ્જે ગણાય છે.

**शतेषु जायते शूरः, सहस्रेषु च पण्डितः ।**
**वक्ता दशसहस्रेषु, दाता भवति वानवा ॥**

અર્થાત્-સો પુરૂષોમાં એક શુરવીર થાય છે, હજારમાં એક પંડિત થાય છે, દશ હજારમાં એક વક્તા થાય છે, પણ દાતાર થાય વા ન થાય; વિશ્વમંડલમાં દાતાના અનેક પ્રકારો છે. પણ મોક્ષદાતા ક્વચીત એટલે એક સદ્ગુરૂ જ હોય છે.

વળી સુંદરદાસે સત્પુરૂષોનાં સંબંધમાં કહ્યું છે કેઃ—

તાત મિલે પુનિ માત મિલે સુત ભ્રાત મિલે, જુવતિ સુખદાઇ;
રાજ મિલે ગજ બાજ મિલે સબ સાજ મિલે, મન વંચ્છીત પાઇ;
લોક મિલે સુર લોક મિલે, બિધી લોક મીલે, વૈકુંઠ ઠરે જાઇ,
સુંદર ઔર મિલે સબહી સુખ, સંત સમાગમ દુર્લભ ભાઇ.

એ પ્રભૃતિ મહાપુરૂષોના મહાન્ ગુણો વિદ્વાનોએ કથેલા છે. મહાત્મા પુરૂષોના મહાન્ ગુણો સંબંધે સામાન્ય કિંવા વીશેષ કથન કરવું તદુપરાંત અભિપ્રાય આપવો એ અભેદ માર્ગ પ્રવાસીઓ સિવા-

યના બીજાને માટે ધિક્કતાજ કહેવાય. એ વિદ્યુત શક્તિની કીંમત સાધારણ માણસોથી આંકી શકાય તેમ નથી; એ શીતળ છાયા નીચે આવનારનો ચોકસ ઉદ્ધાર થયા વિના રહેતો નથી. એ ગુણોમાંના દયારૂપી ભાસ્કરના ઉજ્વલ કીરણનો પ્રકાશ આ લેખકના હૃદય મંદીરમાં નાંખી અજ્ઞાન તમસને હાંકી કાઢી ઉદ્ધાર કર્યો. આ લેખક અનુચરને પોતાના પવિત્ર કદમમાં હમેશને માટે રાખી સીતાપુર ૧૯૫૮ જતવાડમાં આવેલ ખેરવા ગામમાં સંવત્ ૧૯૫૯ ની સાલમાં ચાતુર્માસ રહી ત્યાંના જત ઠાકરડાઓ કે જેઓની જૈન સાધુઓને અપમાનની ભિતિ રહેતી હતી તેમને બોધ આપી દુર કરવા સાથે ચાતુર્માસ માટે બારૂં ખુલ્લું કરી તાલુકદારો કે જેઓ મુસલમાન છે તેમને પણ જીવહિંસાદિ કેટલાક કૃત્યોનો ત્યાગ કરાવી સદાચારરૂપ સડક ઉપર ચાલતાં શીખવ્યું.

## પ્રકરણ ૩ જું.

### કર્ત્તવ્યનું વિશાળ ક્ષેત્ર.

સંવત ૧૯૬૨ માં સાયલા મુકામે ચાતુર્માસ પસાર કરવા પધારતાં, ત્યાંના નામદાર પાટવી કુમાર શ્રી મદારસિંહજી સાહેબે મહાપુરૂષની પવિત્ર વાણીનો લાભ લેવા જૈન સ્થાનકમાં આવી પોતાનો પ્રેમ પ્રદર્શીત કરવા ઉપરાંત નામદાર શ્રીએ મહાવીર પ્રભુના જન્મ દિવસે પોતાની ચાલતી જીનીંગ

**રાજવંશીઓ, ચુરો-પીઓનો તથા પાર સીઓનું વલણ અને જૈનોદયનાં શુભ કાર્યો.**

ફેક્ટરી બંધ રાખવા હુકમ કર્યો હતો. આવા તેઓશ્રીના જીવદયા અને અભેદ દ્રષ્ટી-વાળા સત્કાર્યના પ્રભાવથી કોણ ખુશ ન થાય? ખચીત ઉક્ત પગલું પ્રશંસાને પાત્ર છે. તેમના તરફથી વખતો વખત પત્રદ્વારા પોતાના પાટ-નગરમાં પધારવા સબબ નિમંત્રણ કરવામાં આવે છે. તેના ઉપરથી સારી રીતે તેમના સદ્ ભાવનો ખ્યાલ બાંધી શકાશે. તે સિવાય તેમના લઘુ બંધુ કુમાર શ્રી **ભાવસિંહજી** પણ લાભ લેતા હતા.

સં. ૧૯૬૩ નું ચાતુર્માસ **લખતર** થતાં ત્યાંના ભાયાતો કે જેઓએ વૈષ્ણુ સંપ્રદાયના અનુયાયી છતાં **જૈન** ઉપાશ્રયમાં આવી પહેલોજ દાખલો બેસાડયો હતો. ચાતુર્માસ પૂર્ણ થતાં **સ્વામીજી** **વઢવાણ** શહેર પધારતાં પાછળથી કુમારશ્રી કુનકસિંહજી દર્શનાર્થે આવેલ હતા.

ખેરાળી ગામે પધારતાં દરબારશ્રી **મંગળસિંહજી** તથા **સુરૂભા** તથા **નાથુભા** વગેરે દરબારોએ સ્થાનકમાં આવી લાભ લીધો હતો.

**વઢવાણ કેમ્પ** પધારતાં ગરાસિઆ કૅાલેજમાં અભ્યાસ કરતા કુમારો પૈકી કુમારશ્રી કુનકસિંહજી સાયલા, કુમારશ્રી **મંગળસિંહજી** ખેરાળી, કુમારશ્રી **સુરસિંહજી** ખીરસરા, કુમારશ્રી **ભારતસિંહજી** માળીઆ, કુમારશ્રી **માનસિંહજી** અંકેવાળીઆ, કુમારશ્રી **બાલસિંહજી** ભાડવા, કુમારશ્રી **માનસિંહજી** તથા કુમારશ્રી રાયસિંહજી ભડકવા તથા કુમારશ્રી કુલ્યાણસિંહજી ચાચકા, કુમા-રશ્રી **પીઠુ** ખાચર ચોટીલા વગેરેએ પત્રોદ્વારા ખુશાલી બતાવવા ઉપરાંત કૅાલેજમાં પધારવા આમંત્રણ કર્યું હતું.

**ખાટડી** પધારતાં ત્યાંના ભાગદાર અને **ગોંડલ** ગરાસીઆ કૉલેજના મુસાહેબ **રાણાશ્રી અખુભા** તથા **બાલુભા** તથા **જુવાનસિંહજી** વગેરે દરબારો અવાર નવાર સત્સંગનો લાભ લેતા થવાથી પૈકી **અખુભાએ** જીંદગીપર્યંત વરસમાંના અમુક માસમાં દારૂ–માંસ બીલકુલ નહીં વાપરવા પ્રતિજ્ઞા લેવા ઉપરાંત **ગોંડલ** પધારવા વખતો વખત આમંત્રણ પત્રથી કરતા હતા.

**આણંદપુર** પધારતાં, ત્યાંના દરબાર શ્રી ખાચર **જીવા** મ્હેસુર તથા **ચોટીલાના** કુમાર **નાનભાઈ** વગેરેએ સ્વામીજીના સત્સંગનો લાભ લીધો હતો અને તે પહેલ વહેલોજ હતો. ત્યાંથી **મેવાસા** પધારતાં, દરબારો ખાચર **ભીમ માણા** તથા દાસા **રાણીંગ** વગેરે હમેશાં ઉપાશ્રયમાં હાજરી આપી કેટલાક નીયમો અંગીકાર કર્યા હતા.

**સંવત** ૧૯૬૪ નું **ચાતુર્માસ રામપુરા** પધારતાં, સ્વામીજીના અનુયાયી **ચાણપુરના** દરબારો **પરમાર ડોસુભા** તથા **શીવુભા** અવાર નવાર આવી લાભ લેવા ચુકતા નહીં. ચાતુર્માસ વ્યતિત થયે બીજી વખત સ્વામીજી **રામપુરા** પધારતાં, ગુંદીઆળાના દરબાર શ્રી **અભેસિંહજી** સાહેબ, કચેરી મંડળ સહિત **સ્વામીજીના** દર્શનાર્થે **રામપુરા** આવ્યા હતા. તેમની પહેલી હાજરીથી લોકોમાં ભારે ખુશાલી ઉપજી હતી અને તે વખતે **જૈનો** તેમજ જૈનેતર સ્થાનિક અમલદારો, પટેલીઆઓ વગેરે શ્રોતાઓથી ઉપાશ્રયનો હોલ ચીકાર ભરાઇ ગયો હતો. દરબારશ્રીએ પોતાના ગામ ગુંદીઆળા પધારવા આગ્રહ કરવાથી **સ્વામીજી** ત્યાં પધાર્યા હતા. તે વખતે દરબાર શ્રીએ ઉપાશ્રયમાં પધારી વ્યાખ્યાન શ્રવણનો લાભ લીધો હતો. વગેરે તેમની શરૂઆત હોવાથી લોકોમાં માનની લાગણી પેદા થઇ હતી.

**સણોસરા** પધારતાં, દરબાર શ્રી તાલુકદાર ખાચર **અમરાભાઇ**

તથા તેમના કુમાર સુરીગભાઇ તથા કુ. જીવાભાઇએ સ્વામીજીની પવિત્ર વાણીનો લાભ લેવા સાથે ખેડુ લોકોએ ખેતરોમાં દીવાસળી નહિ મૂકવા તથા ગાડાઓમાં ૨૫ પચીસ મણથી વધારે ભાર નહિ ભરવા દરબારશ્રીએ, સ્વામીજીના ઉપદેશથી ફરમાન કર્યું હતું. ત્યાંથી ચોટીલા પધારવું થતાં, ત્યાંના દરબાર શ્રી સુરીગ ખાચર તથા દરબારશ્રી રાણીંગ ખાચર તથા દરબાર શ્રી દેશા ખાચર તથા દરબાર શ્રી ભાણુ ખાચર તથા કુમાર શ્રી મોટા બાઈ તથા પીઠુ-બાઈ મહાત્માશ્રીના સત્સંગનો લાભ લેવા ઉપરાંત સ્વામીજીના ઉપદેશથી કેટલાકોએ પૈકી જમાદાર સંધી મેરૂભાઇએ જીંદગીપર્યંત જીવહિંસા નહિ કરવા તથા દારૂ-માંસનો ઉપયોગ નહિ કરવા પ્રતિજ્ઞા કરી હતી, જે પ્રતિજ્ઞા સ્થાનિક દરબારોની તથા જસદણના રાજકર્તાની ભારે કસોટી વચ્ચે આબાદ સ્થિતિમાં પસાર થઈ હતી. ત્યાંથી સ્વામીજી સાંજે રવાના થતાં તેમની સાથે ભાવિક દરબારો ખરા બપોરે પેદલ ચાલી સામેના ગામ સુધિ ગયા હતા. અને પાછળથી ચાતુર્માસ પોતાના ગામ પધારવા વિનંતિ પત્ર લખ્યો હતો તે બીજી આવૃતિ જોવાથી પુરવાર થશે. સંવત ૧૯૬૫ ની શાલનું ચાતુર્માસ પસાર કરવા વઢવાણ શહેર પધારતાં, ત્યાંના ભાવિ ઠાકોર સાહેબ જસવતસિંહજી બહાદુર ઉપાશ્રયમાં પધારી સત્સંગનો લાભ લેતા હતા. તે સિવાય તેઓ નામદારના બાઈ કુમાર શ્રી જાલમસિંહજી સાહેબ હમેશાં અવાર નવાર લાભ લેવા ચુકતા નહિ. તે સિવાય દરબારી મંડળ મોટા પ્રમાણમાં લાભ લેવા એકઠું મળતું. તેમાંના કેટલાકોએ દારૂ માંસ નહિ વાપરવા પ્રતિજ્ઞા લીધિ હતી.

ચાતુર્માસ સમાપ્ત થતાં, વઢવાણ કેમ્પ પધારતાં, નામદાર ઠાકોર સાહેબ સ્વામીજી સાથે કેમ્પ સુધિ પધારી અમુક વખત રોકાઈ

શહેર તરફ પાછા ફર્યા હતા. રાજકર્તાઓની આવી ઉચ્ચતમ લાગ-ણીથી લોકોમાં ભારે ખુશાલી ઉત્પન્ન થઇ હતી.

ધાંધલપુર પધારતાં, ત્યાંના દરબારશ્રી ખવડ મોટા રૂખડના અત્યાગ્રહથી સં. ૧૦૬૭ નું ચોમાસું ત્યાંજ કર્યું. તેઓએ મહાત્માના સત્સંગથી જીંદગી પર્યંત દરવર્ષે શ્રાવણ માસમાં શિકાર બિલકુલ નહિ કરવા પ્રતિજ્ઞા કરવાની ખુશાલીમાં સેંકડો શ્રોતાજનોને પોતાના તરફથી સાકરની પ્રભાવના કરવામાં આવી હતી. સાયલાથી નામદાર બાપા સાહેબના જામદાન ખાનાના ઉપરી ખાટડીના ભાગદાર કુમા-રશ્રી દીપસિંહજી તથા ચોટીલાના ભાગદાર ખાચર દેશાભાઇ તથા સુદામડાના ભાગદાર ખવડ ખોડાભાઇ વગેરે સ્વામીજીના દર્શનાર્થે આવી પહોંચ્યા હતા. ચાતુર્માસ સમાપ્ત થતાં, વિહાર દરમ્યાન ચાચકે પધારતાં, ત્યાંના તાલુકદારો રાણાશ્રી દાદભા તથા કેસુભા વગેરે લાગણી ધરાવતા થયા હતા. ત્યાંથી મીણાપુરના તાલુકદારો રાણાશ્રી હાજીરાજ તથા જોરૂભા તથા પ્રતાપસિંહજી વગેરે તથા ખાંડીઆના દરબારશ્રી મનુભા ભગવતસિંહજી તથા પ્રભાતસિંહજી તથા ગુણુભા વગેરે પૂજ્યભાવ ધરાવતા થવા ઉપરાંત અમુક દુરવ્યસનોનો ત્યાગ કર્યો હતો. ત્યાંથી સ્વામીજી મોજીદડ તથા બોરણા પધારતાં પાછળથી દરબારશ્રી મનુભા દર્શનાર્થે આવી પહોંચ્યા હતા. ત્યાંથી વનાળા પધા-રતાં તાલુકદાર રાણાશ્રી નોંધુભા તથા રાણાશ્રી કનુભા તથા કંથા-રીઆના દરબારશ્રી તાલુકદાર દોલતસિંહજી વગેરે સ્વામીજીના સત્સં-ગમાં આવવાથી યોગ્ય સંસ્કાર પામવા સાથે, પાછળથી પત્રોદ્વારા પોતાનો શિષ્ય ભાવ વિદિત કર્યો હતો.

ભડકવા પધારતાં ત્યાંના દરબારશ્રી અભેરાજજી તથા નાનભા બન્ને ભાઇઓએ સ્વામીજીના સત્સંગનો લાભ લીધો હતો. ગેડીના

ભાવિક દરબારોએ **સ્વામીજીના** ઉપદેશથી **મહાવીર જયન્તિ** પાળવા માટે હીંદુ મુસલમીન તથા ખેડુ વગેરેને પાળવા માટે ઠરાવ બહાર પાડ્યો હતો. ખરેખર તેમના આવાં શુભ કાર્ય માટે આપણે મગરૂર થવું જોઈએ.

વણાના દરબારો રાણાશ્રી **જામસિંહજી** તથા **ફુલુભા** તથા કુમારશ્રી **દીલાવરસિંહજી** તથા કુ. **જુવાનસિંહજી** વગેરે દરબારો અવાર નવાર સ્વામીજીના સત્સંગનો લાભ લેવા ઉપરાંત **મહાવીર જયન્તિ** દરવર્ષે પળાવવા હીંદુ મુસલમીન અને ખેડુ વગેરેને હુકમ કરી ઠરાવ મંજુર કરવામાં આવ્યો છે. આ તેમનું શુભ પગલું ખરેખર મગરૂર બનાવે તેવું છે. તે વખતે **મેત્રાળ**થી આવેલા **મેત્રાળ**ના **નામદાર** ઠાકોર સાહેબ **રણજીતસિંહજી** પણ ઉપાશ્રયમાં આવી લાભ લેતા હતા અને તેમના આગ્રહથી અમુક દીવસ રોકાવું થયું હતું.

રાજપુર પધારવું થતાં, ત્યાંના **નામદાર** દરબાર સાહેબ **મનુ**ભાએ પોતાની કચેરીમાં પધારી વ્યાખ્યાન આપવા માટે આમંત્રણ કરતાં **સ્વામીજીએ** કચેરીમાં પધારી વ્યાખ્યાન આપ્યું હતું. છેવટે **નામદાર** દરબારશ્રીએ **મહાવીર** જયન્તિ પળાવવા હુકમ કરી ફરમાવ્યું કે તે દિવસે **જૈન** તેમજ જૈનેતરોએ પોતપોતાના સઘળા ધંધા રોજગાર બંધ રાખવા ફરમાસ કરવામાં આવે છે.

**અંકેવાળીઆ**ના દરબાર સાહેબ **બાપુ** ઉમેદસિંહજી તથા તેમના કુમારશ્રી **ચંદ્રસિંહજી** તથા કુમારશ્રી **મનુભા** તથા રાણાશ્રી **પૃથ્વીરાજ** વગેરે દરબારોએ મહારાજશ્રીનાં પવિત્ર વચનામૃતોનું પાન કરવા સાથે **સ્વામીજીની** ઇચ્છાનુસાર ભાવિક દરબારોએ સહકિલટ મહાવીર **જયંતિ** માટેનો કાયમી ઠરાવ હીંદુ મુસલમીન ખેડુ વગેરે સમગ્ર કોમમાં પસાર કર્યો હતો. તે ઉપરાંત દરબારશ્રી ઉમેદસિંહજી **બાપુ**એ પોતાને મળેલા

અપૂર્વ સત્સંગના લાભની યાદી જાળવી રાખવા અર્થાત જ્ઞાનદાનના અમૂલ્ય લાભની ખાતર સામાયિક ( **જૈનસુત્ર** ) વ્રતની ૧૦૦૦ **એક** હજાર પ્રતો ( ચોપડીઓ) છપાવી લોકોમાં મફત વ્હેંચી આપી હતી. જૈનેતર છતાં, જૈનના પુસ્તકોનો મફત ફેલાવો કરવાની ઉદારતા બતાવવાનો આ પહેલોજ દાખલો ખચીત દ્રષ્ટાંત રૂપ થઇ પડશે. ઉક્ત પગલું તેમનું સમદર્શીપણું બતાવી આપે છે.

**જીવહિંસા બંધ કરવી વગેરેને લગતા ઠરાવો.**

**સંવત** ૧૯૬૭ નું ચાતુર્માસ **જેતપુર** ( કાઠી રાજ્યમાં ) પધારતાં, ત્યાંના **નામદાર** દરબાર સાહેબ જસાવાળા તથા **નામદાર** દરબાર **સાહેબ ભીમા**વાળા તથા **નામદાર** દરબાર **સાહેબ** પુંજાવાળા તથા **નામદાર** દરબાર **સાહેબ** ઉનડવાળા તથા **ના**-મદાર દરબાર **સાહેબ** રાણીંગવાળા તથા **નામદાર** દરબાર **સાહેબ** કાંથડવાળા તથા **નામદાર** દરબાર **સાહેબ એ**ભલવાળા તથા **નામદાર** દરબાર **સાહેબ હ**રસુરવાળા વગેરે દરબારો **જૈન** સ્થાનકમાં પહેલ વહેલા પધારી વ્યાખ્યાનનો લાભ લેતા હતા. એક વખત નહિ પણ ચાતુર્માસના વિશાળ સમય દરમ્યાન નિરંતર પધારવાથી, આલ્હાદકારક દેખાવ થઇ રહ્યો હતો. છેવટે ચાતુર્માસ વ્યંતીત થયે, કારતક સુદ ૧૫ ના રોજ **નામદાર** દરબારશ્રી રાણીંગવાળા તથા **કાંથ**ડવાળા બન્ને દરબારોએ વ્યખ્યાનમાં ઉભા થઇ જીંદગી પર્યંત શિકાર નહિ કરવા પ્રતિજ્ઞા કરી હતી; અને તેની ખુશાલીમાં પોતા તરફથી દરેકને સાકરની લ્હાણી આપવામાં આવી હતી. આવા અત્યુત્તમ પગલાથી લોકોમાં ખુશાલી પથરાતાં જૈનો તરફથી રૂપાના કાસ્કેટમાં ( દાબડામાં ) માનપત્ર રા. કામદાર **માનસિંગ નર**-

બેરામ બીજા દરબારો તથા અમલદારો તથા રાજકોટ કાઠીયાવાડના એજન્સી કેળવણીખાતાના ઉપરી સાહેબ વગેરે સમક્ષ એનાયત કર્યું હતું. દરબારશ્રી તરફથી તેમના કામદારે યોગ્ય શબ્દોમાં પ્રત્યુત્તર વાળ્યો હતો. આવા પ્રભાવશાળી કાર્યની ખુશાલી તથા જાહોજલાલી જામી રહી હતી, જેની નકલ વાચક વર્ગને નીચે આપવામાં આવી છે.

## જયવીર.

## માનપત્ર.

નેક નામદાર દરબારશ્રી વાળા રાણીંગ ગોદડ તથા વાળા કાંથડ ગોદડ આપ બન્ને રાજવંશીઓને અમો સર્વે સ્થાનકવાશી જૈન કોમ, ઘણાજ સન્તોષાનંદ સાથે આપ બન્ને નરવીરોને માનપત્ર એનાયત કરીએ છીએ કે આપે અવાર નવાર લીંબડી સમ્પ્રદાયના પંડિત શ્રી સ્વામીજી લવજી સ્વામી તથા × × × સ્વામીના ચાતુર્માસ દરમ્યાન વખતો વખત તેઓ મહાત્માના સત્સંગનો લાભ લેવા આગ્રહ બતાવવા ઉપરાંત પવિત્ર વચનામૃતોનું શ્રવણ કરી જીંદગીપર્યંત જીવહિંસા ( શિકાર ) નહિ કરવા જે ઉદાર પગલું ભર્યું છે, તે ખાતે આપને સતત અભિનંદન ઘટે છે. આપ જેવા રાજવંશીનું અનુકરણ ઇતર રાજવંશીઓ કરવા ઉત્સુક બનશે, વેદ વાક્ય ( અહિંસા પરમો ધર્મઃ ) એ સારભુત સૂત્રને દરેક રાજવંશીઓ અમલમાં મુકશે એવી આશા છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ પ્રાપ્ત કરવાના છે તેમાં પહેલો ધર્મ છે, કારણ કે ધર્મ પ્રાપ્ત કર્યા પછી સંસારિક, વ્યવહારિક, મનોવૃતિઓ યોગ્ય રસ્તે દોરવી શકાય છે. શાસ્ત્રકારોએ જુગાર, માંસ, મદિરા, વેશ્યા ગમન, શિકાર, તસ્કરી અને પરદારા

ગમન, એ સપ્તવ્યસનોથી આપણી ભારત ભૂમિની અધોગતિ થએલ બતાવી છે. દ્યુતથી નળરાજા તથા પાણ્ડવો, માંસથી શ્રેણિક રાજા, મદિરાથી યાદવો, પ્રભાસ જઇ પરસ્પર નિકંદન થયા. પરસ્ત્રીથી રાવણ પતિત થયો. શિકારથી રઘુવીર ( રામચંદ્રજી ) વ્યથાને પામ્યા. વગેરે દુર્વ્યસનોથી આપણા ભારત પૂર્વજોની અવનતિ થઇ. તો આપે એનો બહિષ્કાર કરી અવાચક નિર્દોષ પ્રાણીઓને અભયદાન આપી હજારો બલકે લાખો જીવોનો આશીર્વાદ મેળવ્યો છે, તે ખાતે ખરેખર ધન્યવાદ ઘટે છે.

જેતપુર
તા. ૬-૧૧-૧૯૧૧. } લી. સ્થાનકવાસી જૈન સંઘ.

ચાતુર્માસ ખલાસ થતાં જેતપુરથી નવાગઢ પધારતાં, પાછળથી નામદાર દરબાર શ્રી રાણીંગવાળા તથા કાંથડવાળા તથા નામદાર દરબારશ્રી કાંથડવાળા સ્ટેટના દીવાન સાયલાના કુમારશ્રી વજુભાના કુમારશ્રી ફતેહસિંહજી વગેરે સ્વામીજીના દર્શનાર્થે આવી પહોંચ્યા હતા, ત્યાંથી કાઠીઆવાડ પ્રદેશમાં અમુક વખત પોતાના ઉપદેશ દ્વારા જનસમાજને ઉપકૃત કરી બીજી વખત જેતપુર પધારતાં મહાવીર જયન્તિનો દીવસ ચૈત્ર સુદ ૧૩ જાહેર ઉત્સવ તરીકે હમેશાં દર સાલ પાળવા ઠરાવ પસાર કરાવતાં મજકુર તારીખ નજીકમાં આવી પહોંચતાં તે દિવસે વ્યાખ્યાન દ્વારા ચાલુ દુષ્કાળના ભયંકર પંજામાં સપડાએલા નિરાધાર પ્રાણીઓનું યથાશક્તિ સંરક્ષણ કરવું એ દરેક મનુષ્યનું અવષ્ય કર્તવ્ય છે.

વળી ખાસ કરીને આજે વીરપ્રભુનો જન્મ દીવસ છે. પરોપકારી પુરૂષના જન્મ દિવસે હાથ લંબાવવો એ આજના શુભ દિવસ માટે બંધ બેસતું છે. આદિ હૃદયભેદક વ્યાખ્યાનથી લોકોના મન પર ભારે

અસર થતાં તુરતજ ગરીબોને અનાજ અને જાનવરો માટે ઘાસ નાખવા માટે રૂ. ૨૦૦) અંકે બસોનો ખરડો તેજ વખતે કરી ગરીબ નિરાશ્રીતોને ખીચડું તથા દુષ્કાળના વખતમાં મુંગા અવાચક પ્રાણીઓને ઘાસ નાંખવા શરૂ કર્યું; એટલેથી નહિં અટકતાં ઉદાર દીલના અને જીવદયાના સિદ્ધાન્તને મક્કમપણે વળગી રહેનારા **વીર** પુત્રોએ તુરતજ રૂ. ૮૦૦ ) અંકે **આઠસોનો** એક મોટો ફાળો કરી લીધો અને તેમાંથી ખીચડું આપવું શરૂ કર્યું. આ પગલાની **નામદાર** દરબાર **સાહેબ** મુળુવાળાને ખબર પડતાં, તેમણે તુરતજ મહાજનને બોલાવી, તેમને પોતાનું ખીચડું આપવા બંધ કરવાની સુચના કરવા સાથે વર્ષાદ થતાં સુધી પોતાના તરફથી ખીચડું આપવા શરૂ કર્યું, અને તે અનુસાર વર્ષાદ થતાં સુધી ચાલુ રાખ્યું.

આખા કાઠિયાવાડમાંના પહેલા વર્ગના રાજ્યોએ જે કાર્ય ભાગ્યેજ કર્યું હશે તેવા ઉદાર અને પરોપકારના કાર્યમાં લક્ષ્મીનો સદુપયોગ અને રાજ વૈભવનો સદ્વ્યય કરી અમર નામ રાખવા ઉપરાન્ત અપુર્વ પુણ્યોપાર્જન કર્યું. આ ઉપરથી **જૈન** ધર્માચાર્યો મનુષ્ય દયા માટે કેટલા બધા આગળ પડતા છે તે સૌ સારી રીતે જોઇ શકશે. જેને લગતિ ગુજરાતિ પત્રે લીધેલ નોંધ વાચક વર્ગને જાણ થવા નીચે ટાંકવામાં આવે છે.

**મુંબાઈ** ગુજરાતી. તા. ૨૬–૫–૧૨

જેતપુરમાં અન્નશાળા–જેતપુર કાઠીરાજથી એક લખનાર ખબર આપે છે જે હાલમાં ત્યાં પધારેલા **લીંબડી સંપ્રદાયના મહારાજશ્રી** લવજી સ્વામીના ઉપદેશથી લોકોએ ઉલટમાં આવી જઇ એક ફંડ ભેગું કર્યું છે, જેમાં રૂપિયા ૨૦૦ ) ભરાયા છે. અને તેમાંથી જ-

નાવરોને માટે ઘાસ તથા માણસોને માટે અનાજ ખરીદી તેમને આ-
પવામાં આવ્યું છે. તે ઉપરાન્ત ગૃહસ્થ લોકોએ ગરીબોને ખીચડું
આપવા માંડયું હતું. તે ખબર દરબારશ્રી મુળુવાળાને પડતાં તેઓએ
પોતેજ એક અન્નશાળા ઉઘાડી ચોમાસા સુધી લોકોને ખીચડું આ-
પવા માંડયું છે, જેનો હજારો ગરીબ લોકો લાભ લે છે.

**જુનાગઢના વજીર અને મુસલમાન અમીરો.**

ત્યાર પછી સં. ૧૯૬૫ નું **ચાતુર્માસ જુનાગઢમાં** થતાં ત્યાંના
માન્યવર **બાબી સાહેબો** તથા **માન્યવર**
અમીરો કે જેઓ **મુસલમીન** ધર્મના અનુ-
યાયીઓ છતાં તેઓએ પણ જૈન સ્થાનકમાં
પધારી જૈન મહાત્માના સત્સંગનો લાભ લેવા
તેમજ તેમના વ્યાખ્યાનો શ્રવણ કરવા
પહેલ કરી આવકારદાયક દાખલો બેસાડી અન્ય વ્યક્તિઓને અનુ-
કરણીય પગલું આપણને ખચિત મગરૂર બનાવે છે.

ત્યાંના બાબી સાહેબ **સરદાર** અહમદખાનજી તથા **માન્યવર**
**અમીર નશીરૂલ્લહક** બ્યારેમીયાં ઉર્ફે **બડાબાપુ** તથા **ફૈજદીનમીયાં** મ-
કબુલમીયાં તથા મર્હુમ **નવાબ** સાહેબના મામાના દીકરા **હુસેનખાં**
**શેરખાં** તથા હાલના સગીર **નવાબ** સાહેબના મામા **અબદરહીમખાં**
તથા **નવાબ** સાહેબના ખજાનચી શીધી **નથુભાઇ** તથા નાયબ **અબ-**
દરહીમખાં બીલનખાં ઉર્ફે **કાળુભાઇ** તથા **કાસમમીયાં** તથા **ઉમરદરા-**
જખાં **તાલાલી** દરબાર વગેરે અવાર નવાર ઉપાશ્રયમાં હાજરી આપતાં.
તે સિવાય **ચાતુર્માસ** પૂર્ણ થતાં, વિહાર કરવાના આગલેજ દીવસે,
**જુનાગઢના નામદાર વજીર** સાહેબ **બહાઉદ્દીનભાઇ સી. આઇ. ઈ.**
કે જેઓનું નામ આખા **હિંદ**માં મશહુર છે તે **નામદાર**ને સ્વામીજીના
આવતી કાલેજ વિહાર કરી જવાના ખબર મળતાં પોતાની કચેરીમાં

વ્યાખ્યાન આપવા સબબ સ્વામીજીને આમંત્રણ મોકલવાથી સ્વામ
જીએ તેમની ઇચ્છાનુસાર વ્યાખ્યાન આપ્યું હતું. જે વખતે નામદ
વજીરસાહેબ તથા તેમના દત્તક ચી. ઓસમાનખાનજી તથા કચે
મંડળ વગેરે સ્ટાફ હાજર હતો. નામદાર વજીરસાહેબે જુનાગઢ
વધુ વખત રોકાવા અર્થાત્ બીજું ચાતુર્માસ પસાર કરવા આગ્ર
કર્યો હતો, પરન્તુ જૈનધર્મના નિયમાનુસાર જૈન સાધુઓ એક સ્થ
વધારે વખત નહિ રોકાવા સબબ તથા ધર્મ એ શું ચીજ છે, ચ
આ અટવીરૂપ સંસારમાં શું શું ધમાલો મચી રહી છે, પરભવ
ભાતા માટે શું શું તૈયારીઓ કરવી જોઇએ વગેરે નિયમોને હાથ ધ
અસરકારક શૈલીથી સભ્યજનોના મન ઉપર ઉંડી છાપ પાડી હ
સંસારીક રાબેતા મુજબ નામદાર વજીર સાહેબે સ્વામીજીનો સત્સ
યાદ રહેવા વાસ્તે કાંઈ પણ ભેટ યાદગીરી તરીકે આપવા માટે સગ
પવર્તી માણસો સાથે તે નામદારે સંતલસ કરવાની શરૂઆત કરી
તરતજ સ્વામીજીએ જૈન સાધુઓને બુટાવાળાં કપડાં તથા ધાતુ
કોઇ પણ ચીજ ખપે નહિ એટલુંજ નહિ પણ તેઓએ કોઇ
ચીજની લાલસા પણ રાખવી ન જોઇએ, વગેરે વિષયો પર
ધર્મની ગુપ્ત ગુપ્ત ખુબીઓ એવા તો ટોનમાં ચાલી રહી હતી
ઉપદેશની પૂર્ણાહુતિ થતાં પહેલાં નામદાર વજીરસાહેબે એકજ સ
જૈન ધર્મની અત્યુત્તમતા તથા જૈન સાધુઓની નિર્લોભતા વ
બતાવી હતી. યુરોપિયન વિદ્વાનો તેમજ પારસી ગૃહસ્થો પણ બહે
પ્રમાણમાં પરીચયમાં આવેલ જેમાંના વઢવાણ કેમ્પ ગીરાસી
કૉલેજના પ્રિન્સિપાલ મી. સ્ટીપ સાહેબ વખતો વખત લાભ
ઉપરાંત સ્વામીજી વઢવાણ શહેર ચાતુર્માસ હતા તે દરમ્યાન " આ
પાસે આવવા ઉમેદ ધરાવું છું " એ મુજબ સ્વાર સાથે કહેવરા

હતું. કુમારો તરફથી કૉલેજમાં પધારવા આમંત્રણો આવતાં સ્વામીજી કૉલેજમાં પધારવા સાહેબે છુટ આપવા સાથે કાંઈ પણ ચીજ લેવા આગ્રહ કરી ફ્રુટ ( લીલો મેવો ) ફુલ હાજર કર્યા જેના જવાબમાં સ્વામીજીએ જૈન સાધુઓના આહાર વીહાર વિષે ખુલાસા કરી તેમને સંતુષ્ટ કર્યા. પોતે પણ વખતો વખત ધાર્મિક ચર્ચાનો લાભ લેતા અને જતી આવતી વખત ટોપી હાથમાં લઈ યોગ્ય વિવેક સાચવવા ચુકતા નહીં.

થાણાદેવળી ( જેતપુર ભાગદાર ) પધારવું થતાં, કુમાર શ્રી અમારા વાળાએ સત્સંગનો લાભ લેવા ઉપરાંત એક વખત નહીં આવી શકતાં પત્ર દ્વારા બીજી વખત લાભ મેળવવા ઇચ્છા પ્રદર્શીત કરી હતી.

જેતપુરથી નામદાર દરબાર સાહેબ ઉનડવાળા પોતાના ગામ ચુડામાં મહારાજશ્રીને અત્યાગ્રહથી લઈ જતા પાછળથી નામદાર દરબારશ્રી તેજ દીવસે પોતાના ન્યાયાધીશ દોશી હરજીવનભાઈ વગેરે અમાત્ય મંડળ સહીત આવી પહોંચ્યા હતા અને તુરતજ ઉપાશ્રયમાં પધારી દર્શનનો લાભ લેવા ઉપરાંત મહારાજશ્રીને ખાસ પાંચ દિવસ રોકી રાખેતા મુજબ દરબારશ્રીના આમંત્રણથી દરબારી ઉતારામાં જાહેર વ્યાખ્યાનો આપી સદરહુ ગામમાં જૈનોના પર્યુષણના તહેવારો નહિ પળાતા હોવાથી તે પાળવા તથા મહાવીર જયંતીનો તહેવાર જાહેર રીતે પાળવા તથા કોર્ટ બંધ રાખવા તેમજ જીંદગીપર્યંત જીવહિંસા નહિ કરવા તથા તેનો આદેશ પણ નહિ આપવા પ્રતીજ્ઞા લેવા ઉપરાંત એક સરક્યુલર મહારાજશ્રીના ઉપદેશથી દરબારશ્રીએ બહાર પાડ્યો હતો અને તેથી પ્રજા તરફથી તેમને માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું. દરબારશ્રીએ ચુડાના જૈન સમુદાય સમક્ષ ની-

એનો ઠરાવ પસાર કર્યો હતો.

અમારો મુકામ ચુડામાં નામદાર સોરઠ પ્રાંતના પોલીટીકલ એજંટ સાહેબના પધારવાના પ્રસંગે થતાં તે અરસામાં અહીં લીંબડી સંપ્રદાયના મહારાજશ્રી લવજીસ્વામી તથા મહારાજશ્રી * * * સ્વામી પધારતા તેમના પ્રીતિપૂર્ણ અતી ઉમદા ધર્મોપદેશના અમૃત ધારારૂપ બોધથી અમારા અને ચુડાની રૈયતના દીલને ધર્મ પ્રત્યે અસર થતાં ઉત્તમોત્તમ લાગણીથી અમોએ મહારાજશ્રી સમક્ષ કોઈ પણ પ્રાણીની પ્રાણઘાતક હત્યા કરવા કે કરાવવાની પ્રતીજ્ઞા કરીએ છીએ. તેમજ ચોવીશમા તીર્થંકર મહાવીર સ્વામીની જન્મ તીથિ ચૈત્ર સુદી ૧૩ ના દિવસે આખા ગામમાં અકતો પળાવવા માટે ખેડુત વેપારી વગેરે લોકોને ફરમાસ કરવામાં આવે છે. આ ગામમાં શ્રાવકોના પર્યુષણમાં હંમેશા પાપ કર્મ બંધ કરવામાં આવે છે, તે ગઈ સાલમાં લોકોના દીલની ભીન્નતાને લીધે ઘાંચી વગેરે લોકોએ પર્યુષણ પાળેલા નહિ એ વર્તણુક વસ્તીની એકત્ર લાગણી વિરૂદ્ધની ગણાય, તે માટે હવેથી અમારો વિચાર જેમ પ્રથમથી પર્યુષણ પળાતા તેમ ઘાંચી, સોની, લુહાર, સુથાર વિગેરે વસવાયાએ પાળી આપવા એ અમારો આદેશ છે અને મહાજને પણ પર્યુષણમાં સંવત્સરી થાય ત્યારે તેઓનાં કુટુમ્બોને જમાડતા એમ તેમનું કહેવું છે તો તે પ્રમાણે તેમની કદર કરવા અમારી સલાહ છે; તો તેમના માટે કદર કરવામાં પછાત રહેવું ન જોઇએ. આવા કામોમાં રાજકર્તા તરીકે અમારી આગેવાની કરવી જોઇએ તે અનુસાર જે કાંઇ કર્યું છે તે વિશેષ નથી પણ તેને માટે બન્ને પાર્ટી તરફથી અમને માનપત્ર આપેલ છે તે માટે તેમની દીલસોજી તથા લાગણી માટે અમને

ઘણું માન છે અને અમે ઇચ્છીએ છીએ કે હંમેશાં રાજા પ્રજા વચ્ચેની ફરજ પરમ કૃપાળુ પરમેશ્વર કાયમ રાખે.

તા. ૨૧ જાન્યુઆરી ૧૯૧૩. મુ. ચુડા. } **વાળા ઉનડ ગોદડની સહી.**

દરબારશ્રીના આવા સ્તુતિપાત્ર કર્તવ્યથી પ્રજામાં ઉમંગ અને ઉત્સાહ ઉભરાઇ આવતાં, પ્રજા તરફથી દરબારશ્રીને એક માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું, જેની નકલ અહીં ટાંકવામાં આવે છે.

## જયજીનેંદ્ર.

## માનપત્ર.

**નેક નામદાર દરબાર સાહેબ વાળા ઊનડ ગોદડ,**

આપ **નામદાર**ને અમો આપની ચુડાની રૈયત સમસ્ત એકઠી મળી અત્યન્ત ખુશાલી વિદિત કરીએ છીએ કે, આપ **નામદારે** **લીંબડી સંપ્રદાયના પણ્ડિત** શ્રી લવજી સ્વામી તથા વકતા **મહારાજશ્રી** * * * સ્વામીને વિનંતિ કરી, ચુડા ખાતે પગલાં કરાવી ચુડાની પ્રજાને જે આભારી કરી છે, તેમજ તેઓ મહાત્માને આપ તરફથી આપના ઉતારામાં, જાહેર ભાષણો કરાવી, જીંદગીપર્યંત હિંસા નહિ કરવા તથા બીજાઓને હિંસા કરવાનો આદેશ પણ નહિ કરવાને ઉદાર (શ્રેષ્ઠ) પગલું ભર્યું છે, એટલુંજ નહિ પરંતુ તે ઉપરાંત **મહાવીર** જયન્તિ ચૈત્ર શુદ ૧૩ ( **મહાવીર પ્રભુનો જન્મ** દિવસ ) પાળવા બાબત વગેરે ધાર્મિક શુભ ઠરાવો પસાર કરી જે પ્રજા પ્યાર મેળવ્યા છે તે ખાતે ખચીત આપ **નામદાર**ની વફાદાર પ્રજા આપની આભારી થઇ છે.

**ॐ शान्ति ! शान्ति !! शान्ति ! !!**

( અહીં પ્રજાની સહીઓ છે. )

પીઠડીઆ (જેતપુર તાબે) પધારવું થતાં **નામદાર દરબાર સાહેબ મુળુવાળાએ** વ્યાખ્યાનનો લાભ લેવા ઉપરાંત **પીઠડીઆ** મુકામે **ચાતુર્માસ** કરવા પૂર્ણ આગ્રહ કર્યો હતો. પરંતુ **ચાતુર્માસ મુકરર** થઇ ગયેલું હોવાથી ત્યાં જવાનું મુલતવી રહ્યું હતું. ત્યાંથી **નવાગઢ** પધારતાં પાછળથી દર્શનાર્થે આવવાના ખબર તેમના તરફથી ફરી વળ્યા હતા. તે ઉપરાંત, **જેતપુરથી નામદાર દરબાર શ્રી જસાવાળા સાહેબ** પણ આવી પહોંચ્યા હતા. એથી જૈન ધર્મની જાહોજલાલી પૂર્ણ જામી રહી હતી. દરબાર શ્રી **મુળુવાળા સાહેબે** કેટલાક જીવ-દયાને લગતા ઠરાવો માટે યોગ્ય ધ્યાન આપવા ઉપરાંત વળી પોતાના રાજ્યમાં અગીઆરસ અને અમાવાસ્યા પળાતી નહોતી તે પાળવા ઠરાવ બહાર પાડ્યો હતો, જેથી અવાચક અને નિર્દોષ ગરીબ પ્રાણીઓ (બળદો) ને કાંધેથી ધોસરાની પીડા તે દિવસોએ હમેશને માટે ટળી ગઇ અને તેથી મહાન પુણ્યોપાર્જન કર્યું. સદરહુ બાબતના ઠરાવનો સંદેશો **બીલખા** મુકામે સ્ટેટ વહીવટદારે **મહારાજશ્રીને** મોકલાવેલો તેની યાદી નીચે ઉતારવામાં આવી છે.

### પત્ર.

**પીઠડીઆ**, તા. ૨૩–૨–૧૩.

**શાહ.** × × × × × × ની માર્ફત.

મુ. **બીલખા.**

તમારે ત્યાં **બીરાજતા સદ્‌ગુણાલંકૃત પરમ પવિત્ર** કૃપાસાગર દેવમુર્તિ પૂજ્યપાદ **સ્વામીજી શ્રી લવજીસ્વામી** તથા **સ્વામીજી** * * * ને અમારા યથા ઘટિત દંડવત કહેવા સાથે–**સમઢીઆળા**.

મુકામે આપે જીવદયા બાબત જે આજ્ઞા કરી હતી તે બાબત આખા સ્ટેટ ( રાજ્ય ) ની અંદર મજકુર ઠરાવો અમલમાં મુકવા માટે જાહેરનામા કાઢવામાં આવ્યાં છે, અને આપની ઇચ્છા મુજબ પાળવામાં આવે છે. આપ પીઠડીએ કયારે પધારશો તે જાણવાની જીજ્ઞાસા છે. આપના સત્સંગથી જે લાભ મળ્યો છે તેને માટે હું કદિપણ વીસરવાનો નથી. દરબાર શ્રી ઊનડવાળા વગેરેને જીવહિંસા નહિ કરવાની કઠિન પ્રતિજ્ઞા કરાવી તે સાંભળી બેહદ આનંદ પ્રાપ્ત થયો છે.

લી. આપનો કૃપાકાંક્ષી,

ગીડા. ભોકા કાળા ( તજવીજદાર )

બીલખા ( જેતપુર તાબે ) પધારતાં ત્યાંના નામદાર દરબાર સાહેબ વાળા કાંથડ નાજા તથા દરબાર સાહેબ ભીમા વાળા તથા સાયલાના પ્રીન્સ ( કુમાર ) વજુભા સાહેબ કાંથડવાળા સ્ટેટના દીવાન વગેરેએ સ્વામીજીના વ્યાખ્યાનનો લાભ લેવા ઉપરાંત કુમારશ્રી વજુભાએ કાંથડવાળા સ્ટેટમાં જીવહિંસા નહિ કરવા તથા અગ્યારસ અને અમાસ પાળવા માટેનો લખીત સરક્યુલર (હુકમ) કાઢવાથી બીલખાની તથા અન્ય પ્રજા તેમના સ્તુતિપાત્ર કાર્યોથી હર્ષીત થઈ હતી. તથા દરબારશ્રી ભીમાવાળાએ પણ પોતાની કચેરીમાં જાહેર વ્યાખ્યાનનો લાભ લીધો હતો. દરબારશ્રી કાંથડવાળાએ પત્ર મારફતે સ્વામીજીના વ્યાખ્યાનનો લાભ લેવા ઇચ્છા વિદિત કરી હતી. તે પત્રને તથા કુમારશ્રી વજુભાએ ઘડેલ ધારાના ખબર મોકલાવેલ તે વાચકવર્ગને વધુ ઉપયોગી થઈ પડે એમ ધારી અત્રે ટાંકવામાં આવે છે.

પત્ર.

**બીલખા** તા. ૧૬-૨-૧૩ રવિવાર.

**સ્વામીજી** શ્રી **લવજીસ્વામીની** સેવામાં વિનંતી સાથ લખવાનું કે આપના ઉપદેશ મુજબ **અગ્યારસ** અને **અમાસના** દીવસોમાં ખેડુ લોકો બળદના કાંધે ધોંસરૂ ન મુકે એ વિગેરે જીવદયાને લગતા **હુકમ** આખા સ્ટેટમાં કરવામાં આવેલ છે. આપના પરમાર્થીક ઉપદેશની હમેશાં એક કરતાં વધુ ફતેહ ઇચ્છીએ છીએ અને પરમકૃપાળુ પરમેશ્વર આપને શુભ કાર્યો કરવા વધુ શક્તિ પ્રેરે. આપનો અમૂલ્ય સત્સંગ હરદમ યાદ આવે છે. દા. **વજુભાના** પ્રણામ.

ઉપરના ઠરાવોની નોંધ કાઠીઆવાડ ટાઇમ્સ વગેરે પત્રોએ લીધી હતી.

**મેંદરડા** ( જેતપુર તાબે ) પધારતાં **નામદાર** દરબાર શ્રી **માણસીઆ** વાળા અવાર નવાર જૈન ઉપાશ્રયમાં વ્યાખ્યાનનો લાભ લેતા હતા. અને **ચાતુર્માસ** માટે અત્યાગ્રહ કર્યો હતો. તથા દરવરસે એક વખત પોતાના **ગામમાં** પધારવા પૂર્ણ ભાવ પ્રદર્શીત કરવા ઉપરાંત વડાલ સ્ટેશન ઉપર દરબારશ્રીએ તથા **જસદણના** કુમારશ્રી **માણસુર** ખાચરે બીજી વખત સત્સંગનો લાભ લીધો હતો. અને ફરીવાર **મેંદરડા** પધારવા તથા **ચાતુર્માસ** માટે વિનંતિ કરી હંમેશાં જૈન સ્થાનકમાં આવવા ઇચ્છા જણાવી હતી.

ખડીઆ ( **જુનાગઢ** તાબે ) ના દરબારશ્રી **બલોચ મહમદખાં મીયાને** સ્વામીજીના આવાગમનની ખબર થતાં તુરતજ કચેરી મંડળ સહીત લાભ લીધો હતો. જો કે આ ગામમાં જૈનો નહિ હોવાથી તથા જૈન ત્યાગીઓના નિયમો નહિ જાણવાથી સંસારીક રીવાજ મુજબ પરોણાગત કરવાનો આગ્રહ કરવા ઉપરાંત પોતાના

બગીચામાંથી લીલો ફ્રુટ (મેવો) મંગાવી આમંત્રણ કરતા. સ્વામીશ્રીએ ગ્રહસ્થો અને ત્યાગીઓના નિયમો તેમાં વળી વિશેષ કરીને જૈન મુનિઓના આચાર વિચારનું દિગ્દર્શન કરાવતાં દરબારશ્રીની જૈનધર્મના સાધુઓ તરફ બેહદ પ્રીતિ બંધાણી. આથી દરબારશ્રીની નીખાલસતા તથા સત્યની તુલના શક્તિનો અચ્છો પુરાવો મળી આવે છે.

**સૌરાષ્ટ પ્રાંતના માજી પોલીટીકલ એજંટ.**

જેતપુર ખાતે પધારતાં સૌરાષ્ટ પ્રાન્તના માજી પોલીટીકલ એજંટ કે જેઓ સાહેબનો મુકામ ત્યાં હતો તેઓ સાહેબે પણ લગભગ પોણા કલાક સુધી ધાર્મિક ચર્ચા કરી મહારાજશ્રીના સત્સંગનો અમુલ્ય લાભ લીધો હતો. તથા તે ઉપરાંત પાછળથી પત્રદ્વારા પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો હતો, જેની મુબારક નોંધ મુંબઇ સમાચાર, જૈન વર્તમાન પત્ર, અને જૈન હિતેચ્છુ વગેરે પત્રોએ લીધી હતી. મુંબઇ સમાચાર પત્રે લીધેલી નોંધ આ નીચે ઉતારવામાં આવે છે.

મુંબઇ સમાચાર, મંગળવાર તા. ૧૦ મી જુન સન ૧૯૧૧.

જેતપુર ખાતે સૌરાષ્ટ પ્રાન્તના માજી પોલીટીકલ મી. એચ. ડબલ્યુ. બર્ધન સાહેબે જૈન મુની મહારાજશ્રી લવજીસ્વામી તથા * * * સ્વામી સાથે ધર્મ સંબંધી ચર્ચા કરી જૈનધર્મ માટે સંતોષ બતાવ્યો હતો. (મુંબઇ સમાચાર.)

**પત્ર.**

Jetpur Dated 7th April 1913.

Jain Missionary Lavji Swami and Shishya Jethmalji Swami came so see me and discussed religion. I had no time to continue the Debate which was interesting. **H. W. Berthon.**

## પ્રકરણ ૪ થું.

### કૃત કાર્યનો પુરાવો.

મહાવીર સંવત ૨૪૪૦ વિક્રમ સંવત ૧૯૭૦ ના ચાતુર્માસમાં જામકંડોરણા પધારતાં, જામનગરથી આવેલ ઇમ્પીરીઅલ લેન્સર્સના ઘોડેશ્વારની ટુકડીનો મુકામ બારવટીઆને પકડવા નીમિતે થએલ હતો. મજકુર રસાલાના દફેદાર સોઢા માલુભા તથા તેમના તાબાના બીજા સ્વારો હમેશાં જૈન સ્થાનકમાં હાજર થઈ સ્વામીજીના પવિત્ર વચનામૃતોના શ્રવણના લાભ લેતા છેવટે ચાતુર્માસના અંતિમ ભાગમાં દારૂ-પરમાટી, તથા પરદારાનો જીંદગી પર્યંત ત્યાગ કરવા પ્રતિજ્ઞા લીધી હતી.

**કેટલાક અગત્યના પત્રો.**

ત્યાંથી ચાતુર્માસનો ટાઇમ પૂર્ણ થતાં સ્વામીજીએ જનસમાજના કલ્યાણની ઇચ્છાથી તથા સાતોદડના દરબારશ્રી સદાભાઇના આગ્રહથી પોતાના પવિત્ર કદમ હાલારમાંના સાતોદડમાં મુક્યા. દરબારશ્રીએ પોતાના ગામ બહારના બગીચામાં પોતાના બંગલામાં મહારાજશ્રીને બે દીવસ રોકી જાહેર વ્યાખ્યાનો અપાવ્યા હતા. તથા તે ઉપરાન્ત કેટલાક દરબારોએ જીંદગીપર્યંત જીવહિંસા તથા દારૂ, પરમાટી વગેરે વ્યસનો નહિ કરવાની પ્રતિજ્ઞાઓ લીધી હતી. સ્વામીજીના વધુ પવિત્ર વચનામૃતોનું પાન કરવાની અભિલાષાથી ત્યાં પાછળથી કંડો-

રણુાથી દફેદાર વગેરે ચાર સ્વારો આવી પહોંચ્યા હતા. ત્યાંથી બીજે દિવસે સ્વામીજી કાલાવડ નજીક મુળીલા પધાર્યા હતા. ત્યાં કાઠીઆ-વાડના આ. પોલીસ સુપ્રીટેન્ડન્ટ મી. સ્ટાર્પ સાહેબ ( યુરોપીયન ) નો રાજકોટથી મુકામ થયો હતો, તેમણે પણ આ યોગ્ય તકનો લાભ લઇ Jainism ( જૈન ધર્મના તત્વો ) સંબંધી વાદવિવાદ ચલાવ્યો હતો. તથા કેટલાક ખુલાસા પાછળથી પુછાવ્યા હતા. તેઓ સાહેબે પોતાને યોગ્ય સંતોષ થયેલો જાહેર કર્યો હતો. ત્યાંથી સ્વામીજી જામનગર પધાર્યા હતા. ત્યાંની પ્રજાને સ્વામીજીએ એક માસ સુધી પોતાની પવિત્ર પ્રસાદીનો લાભ આપ્યો હતો. તે લાભ એકલા જૈનો એજ નહીં પરંતુ જૈનેતર વ્યક્તિઓએ પણ લીધો હતો. તેમાં મુખ્ય નીચેના રાજવંશીઓ પણ હતા. નામદાર જામ સાહેબના ભાઈઓ, કુમારશ્રી જીવાનસિંહજી (ભાઇસાહેબ) તથા કુમારશ્રી દીલાવરસિંહજી તથા કુમારશ્રી મનુભા સાહેબ તથા તેમના ભત્રીજા કુમારશ્રી સવા-યસિંહજી ગવરમેન્ટ લેફટેનન્ટ તથા દરબારશ્રી જોરાવરસિંહજી ભાવ-સિંહજી તથા દરબારશ્રી તખ્તસિંહજી તથા ઇમ્પીરીઅલ લેન્સર્સના ચીફકમાન્ડર સાહેબ સોઢા શર્માસિંહજી તથા ના. જામ સાહેબના એડીકેમ્પ કુમારશ્રી રૂપસિંહજી તથા રાયજાદા બાલુભા તથા રસા-લદાર લાખાજીભાઈ તથા સરન્યાયાધીશ તથા ન્યાયાધિશ તથા જમાદાર ઇસ્માલભાઈ તથા રસાલાના બીજા સ્વારો વગેરે હતા જેને લઇ જૈનોદય ભારે થયો હતો.

વીર સંવત ૨૪૪૧ વીક્રમ સંવત ૧૯૭૦ નું ચાતુર્માસ જેતપુર (કાઠીરાજ) કરી વિહાર દરમ્યાન વીરપુર પધારતાં વીર-પુરના નામદાર ઠાકોર સાહેબ સુરસિંહજી તથા પાટવી કુમારશ્રી

કુમારસીંહજી તથા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ કુમારશ્રી રામસિંહજી વગેરે કચેરી મંડલ સહીત સ્વામીજીના પવિત્ર વચનામૃતો શ્રવણ કરવાનો તથા સત્સંગનો લાભ લીધો હતો. જેઓએ જડ અને ચેતન્યનું ચાલી રહેલું દ્વન્દ્વ યુદ્ધ અને વિશ્વકર્માની રચના વિષેની થીઅરી સંબંધી કેટલાક ખુલાસા પુછી પોતાને થએલ સંતોષ જાહેર કર્યો હતો. જેની નોંધ જૈન કોન્ફરન્સ પ્રકાશે પોતાના અંક ૧૨ બારમાં લીધી હતી.

ગોંડલ પધારવું થતાં જૈનો તેમજ જૈનેતર ઉપરાંત ગોંડલના દીવાન સાહેબ મી. પટવારી રણછોડલાલભાઇ બી. એ. એલ. એલ. બી. વગેરે જૈન સ્થાનકમાં આવી ધાર્મિક ચર્ચાનો લાભ લેતા હતા. તે વખતે નામદાર ઠાકોર સાહેબ ભગવતસિંહજી જી. સી. આઇ. ઇ. ના પ્રાઇવેટ સેક્રેટરી મી. પ્રાણશંકરભાઇ ઉર્ફે જોશી માસ્તરે નામદાર હજુરને સ્વામીજીના આવાગમનના ખબર કરતાં તેઓશ્રી કેટલાંક અનિવાર્ય સંજોગોને લઈ લાભ નહિ લઈ શકવાથી મી. જોશી માસ્તર સાથે તેમજ ચીઠી લખી દીલગીરી જાહેર કરી હતી.

કોટડા સાંગાણી પધારતાં નામદાર ઠાકોર સાહેબ હેમતસિંહજી અમુક રાજદ્વારી પ્રસંગને લઈ લાભ નહિ લઇ શકવાથી પોતાના સાળા કરણસિંહજી મેરૂજી ડોસાજીને ઉપાશ્રયે મોકલ્યા હતા. અને સ્વામીજી ઓચીંતા સાંજરે ઉઠી નીકળતાં નામદાર ઠાકોર સાહેબ અરડોઇ રસ્તે દોઢ બે ગાઉ ઉપર ગાડીથી નીચે ઉતરી પોતાથી લાભ નહીં લઈ શકવા માટે દીલગીરી દર્શાવવા ઉપરાંત કેટલાંક જીવ-દયાને લગતા સ્વામીજીના ફરમાનને માથે ચડાવી ચરણરજ લઈ પાછા ફર્યા હતા. રાજકર્તાનો આવો નમ્રતાપૂર્વક તેમજ જૈનમુની તરફના પુજ્યભાવનો આ પહેલોજ દાખલો ગણનામાં મુકી શકાશે.

તેમના માટેની નોંધ કાઠિયાવાડ ટાઇમ્સ અંક ૧૦૦ માં મળી આવેછે.

કોઠારીઆ પધારતાં ત્યાંના નામદાર દરબારશ્રી પ્રતાપસિંહજી પોતાના કુમારો તથા ધરમપુરના કુમારશ્રી નરસિંહદેવજી વગેરેએ બે દીવસ સુધી ઉપાશ્રયમાં પધારી લાભ લીધો હતો. છેવટે ધરમપુરના કુમારશ્રીએ ધરમપુર પધારવા આમંત્રણ કરવા ઉપરાંત ધરમપુરથી રાજકોટ મુકામે દોશી ધીરજલાલ રાઘવજી મારફત પત્રદ્વારા વિવેક બતાવ્યો હતો.

રાજકોટ પધારતાં નામદાર રાજકોટ ઠાકોર સાહેબ લાખાજીરાજે પોતાના બંગલે પધારવા ખાસ માણસ મોકલી આગ્રહ કર્યો હતો, જેથી સ્વામીજીએ પોતાના શિષ્યને મોકલવા ફરમાન કર્યું હતું.

નામદાર ઠાકોર સાહેબે પોતાના મુંસાહેબ જાડેજા કાલુભા તથા મી. કોટક વગેરે કચેરી મંડલ સહીત કચેરીના રૂમમાં લગભગ પોણો કલાક સુધી બોધ શ્રવણ કરવા ઉપરાંત "હું બીજી વખત લાભ લેવા માટે આશા રાખું છું" એવા શબ્દો ઉચાર્યા હતા. તે સિવાય મોરબીના પ્રીન્સ (કુમારશ્રી) અને વરાડ પ્રાંતના માજી એડમીનીસ્ટ્રેટર તથા ઉદેપુરના મહારાણા ફતેહસિંહજીના ખાસ સલાહકારક અને જામનગરના માજી વજીર સાહેબનો હોદ્દો ભોગવી આવેલ કુમાર શ્રી હરભમજી સાહેબ સીવીલીયન અને બારીષ્ટર એટ લો, કે જે હાલ ગરાસીઆ એસોસીએશનના પ્રેસીડેન્ટ છે તેઓ સાહેબ પણ સ્વામીજીના આવાગમનના ખબર થતાં ઉપાશ્રયે પધારી, પવિત્ર ફરમાનો શ્રવણ કરી, જૈન ધર્મ તથા જૈન મુનીના ઉંચ ચારિત્ર માટે મુક્ત કંઠે પ્રશંસા કરવા ઉપરાંત, સ્વામીજીને પોતાના બંગલે પધારવા નિમંત્રણ મોકલેલ તે આહીં ટાંકવામાં આવે છે.

**પત્ર.**

રવાવિલાસ મહેલ. તા. ૯-૧-૧૯૧૫.
રાજકોટ-કાઠીયાવાડ.

સદા કૃપાળુ સ્વામીજી * * * ની સેવામાં.
જૈન ઉપાશ્રય—રાજકોટ.

વિનંતી કે મહાત્મા શ્રી ગુરૂજીના નામદાર હુરભમજી સાહેબને દરશન કરવા છે. તો ગુરૂજી બંગલે પધારે તેમ ગોઠવણ કરવા નામદાર હુરભમજી સાહેબની ઇચ્છા છે. તો આવતી કાલે આપે ગુરૂજીને વિનંતિ કરી સાંજે ચાર વાગે બંગલે પધારે તે પ્રમાણે ગોઠવણ કરી આભારી કરશો.

હુકમથી વિનંતિ.
ગ. રા. ના ધરીન.

જસદણના કુમારશ્રી માણસુર ખાચર, કુમારશ્રી અમરા રામ ખાચર ઉપાશ્રય આવી લાભ લેવા ઉપરાંત પોતાના બંગલે પધારવા વખતો વખત ઇચ્છા બતાવતા. તે સિવાય રાજકુમાર કોલેજના પ્રીન્સિપાલ મે. મેઇન સાહેબ તથા કોલેજમાં અભ્યાસ કરતા કુમારો પૈકી પોરબંદરના નામદાર રાણા સાહેબ, વઢવાણના પાટવી કુમાર શ્રી જોરાવરસિંહજી, મુળીના નામદાર ઠાકોર સાહેબ હરિશ્ચંદ્રસિંહજી જેતપુર, માયાપાદર અને નવાણીઆના કુમારો તથા વીંગ માસ્તર મેરૂભા ( અડવાલ ) વગેર સ્ટાફ તથા ગોંડલના યુવરાજ ( પાટવી કુમારશ્રી ) ભોજરાજજી સાહેબ તથા હાલાર પ્રાંતના મે. પોલીટીકલ એજંટ હેરોલ્ડ સાહેબ તથા કાઠીયાવાડ આ. પોલીસ સુપરીન્ટેન્ડન્ટ મી. સાર્પ સાહેબ તથા ગવરીદડના દરબારશ્રી દીપસિંહજી

વગેરેએ લાભ લીધો હતો. તેમાંના રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ સી. મેઇન સાહેબે પોતાના બંગલે પધારવા આમંત્રણ પત્રિકા લખેલ હતી. તે ઉપરથી વાંચક વર્ગને શીખવાનું મળી આવશે કે યુરોપીયનો કેટલા બધા માયાળુ અને મીલનસાર સ્વભાવના હોય છે. તેની નકલ આપણે કેવા રૂપમાં કરવી જોઇએ, તે સહજ છે.

વધુ માટે કાઠીઆવાડ ટાઇમ્સ તા. ૨૮ માહે જાન્યુઆરી સને ૧૯૧૫ તથા જૈન કોન્ફરન્સ પ્રકાશ પત્ર અંક ૧૫ જોવાથી અનુભવ થશે.'

ધ્રોલ ખાતે પધારતાં કુમારશ્રી ઊમેદસિંહજીએ ઉપાશ્રયે આવી સત્સંગનો લાભ લેવા ઉપરાંત નામદાર ઠાકોર સાહેબે બીજે દિવસે આગ્રહથી રોકી પોતે તથા પાટવી કુમારશ્રી દીપસિંહજી તથા અધીકારીઓ વગેરે કચેરી મંડલ સમક્ષ વ્યાખ્યાન કરાવ્યું હતું.

જાલીઆ દેવાણી સ્વામીજી પધારતાં સ્વામીજી બે દિવસ સુધી કુમારશ્રી ભોજરાજજીને લઇને રોકાયા હતા, જે વખતે ઊક્ત કુમાર તથા તેમના નાના બંધુ કુ. વજુભા દીવસમાં બએ વખત હાજરી આપી ધાર્મિક વાદવીવાદ ચલાવી યોગ્ય ફરમાનો સ્વીકારી સંતુષ્ટ થયા હતા.

જામનગર બીજી વખત પધારવું થતાં આ ગામમાં મહાવીર જયંતીનો તેહેવાર તદન અંધારામાં હોવાથી તેમજ નજીકમાં આવી પહોંચેલો હોવાથી મજકુર તારીખને જાહેરમાં મુકી હમેશ જાહેર તેહેવાર તરીકે ઉજવવા ઠરાવ પસાર કરાવી સ્થાનકવાસી દેરાવાસી બંન્નેને એકત્ર કરી તે દીવસે બજાર બંધ રાખવા એટલે કે તે દિવસે વેપાર ધંધા રોજગાર સઘળા બંધ રાખવા માટે, રોજ કામ કરી

તેની અંદર બંને ગચ્છના આગેવાનોની સહીઓ સાથે ઠરાવ બહાર પાડવામાં આવ્યો. તે અનુસાર મજકુર તારીખે બે દિવસ સુધી બજાર બંધ રાખવામાં આવ્યો હતો. તે ઉપરાંત સ્વામીજીના ઉપદેશથી જીવદયા માટે એક ફાળો કરવામાં આવ્યો. તેમાં રૂપીઆ લગભગ ૩૫૦ ભરાયા અને તેમાંથી બે દીવસ સુધી મછીમારોને તેમના કુટુંબસહીત પાંજરાપોળમાં મહાજનની દેખરેખ નીચે રાખી માછલાની જાળ બંધ રખાવી હતી. ૧૩ ને રવિવારના રોજ જાહેર મીટીંગ ભરવા માટે રીતસર આમંત્રણ પત્રીકાથી આમંત્રણ કરવામાં આવતાં સ્વામીજીએ નામદાર જામસાહેબના ભાઇઓ કુમારશ્રી મનુભા સાહેબ તથા કુમારશ્રી જોરાવરસિંહજી સાહેબ તથા મે. દીવાન સાહેબ ખાનબહાદુર મેરવાનજી પેસ્તનજી શેઠ વગેરે અધીકારીઓ, વકીલો, બારીસ્ટરો તથા રાજશાસ્ત્રીજી હાથીભાઇ વગેરે શહેરના સંભાવીત ગૃહસ્થો અને હિંદુ મુસલમાન મળી લગભગ ૨૦૦૦ બે હજાર શ્રોતાઓ સમક્ષ જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. મેલાવડાનો ભવ્ય જલસો દબદબાભર્યો જોવામાં આવતો હતો.

જામકંડોરણા પધારવું થતાં વ્યાખ્યાનમાં જીવદયાના વિષયને હાથ ધરી જીવદયાને લગતા ઉપદેશ દ્વારા લોકોને ભાર દઇ જણાવ્યું કે આપણા લોકો દીપોત્સવી એટલે દીવાળી જેવા શુભ તહેવારમાં તેમાં વળી વીશેષ કરીને વર્ષારંભની શરૂઆતમાં જાનવરના ચર્મ ચામડા જેવી અપવિત્ર ચીજ લક્ષ્મીપુજનમાં ચોપડાના રક્ષણાર્થે વપરાતા પુંઠા અમંગલિક હોવા છતાં જીવદયાના હીમાયતીઓ કેવા નિર્દોષ પ્રાણીઓનો કચ્ચરઘાણ કાઢે છે. આપણે તે નીચ રૂઢીનો અનાદર કરી તેનો જલદી બહીષ્કાર-અટકાવ કરવો જોઇએ. કારણ કે પુંઠાની વિશેષ જરૂરીઆતોને લઇ ચમાર અને ઢેઢ લોકો જીવતા જાનવરોને

ઝેરી પદાર્થ ખવરાવી મારી નાખે છે. જો એમ ન કરે તો આખા દેશમાં ચામડું પુરૂં ન પડી શકે એ દેખીતું છે. દીલગીરી કે એક બાજુ આપણે જીવદયાની ઝુંબેશ ઊઠાવીએ અને બીજી બાજુ આપણા ધંધાર્થે હજારો નિર્દોષ પ્રાણીઓને જીવતા મારવાની ઘાતકી વરતણુકને ઉત્તેજન આપીએ તો પછી આપણુને આર્ય અનાર્યના તફાવતના દાવાનો અધિકાર ક્યાં રહ્યો ? ઈત્યાદિક હૃદયભેદક ઉપદેશની અસર લોકોપર ત્વરીત થતાં તેજ વખતે જેનો એકલાજ નહિ પણ સમગ્ર હિંદુ અને વધુ ખુશી થવા જેવું એ હતું કે, મુસલમાન ભાઇઓએ પણ તે વખત એક રોજકામ કરી, હિંદુ અને મુસલમાન સમગ્ર ગામની સઘળી પ્રજાએ તે વખત ઘડી કાઢેલ રોજકામમાં જીદંગી પર્યંત ચોપડા ઉપર ચામડાંના પુંઠા નહિ વાપરવા સહીઓ આપી કબુલ કર્યું, અને તે નકલ મહાજનને સુપ્રત કરવામાં આવી. આ દાખલો ખરેખર દ્રષ્ટાંતભુત થઇ પડે તેવો છે.

વાંકાનેર પધારવું થતાં તા. ૨૦ જુન સને ૧૯૧૫ રવીવારના રોજ સ્વામીજી તરફથી અંગ્રેજી હાઇસ્કુલમાં "કુસુમવત્ જીવન" એ વિષય ઉપર જાહેર ભાષણ હતું તેનો લાભ લેવા નામદાર રાજસાહેબ તરફથી રાજકોટના લોકપ્રિય નામદાર ઠાકોર સાહેબ લાખાજીરાજ તથા મોરબીના પ્રીન્સ (કુમારશ્રી) હરભમજી સાહેબ સીવીલીયન અને બારીસ્ટર એટ-લો કે જેઓ અગાઉ સ્વામીજીના પરીચયમાં આવેલ હોવાથી મજકુર વ્યાખ્યાનનો લાભ લેવા માટે તેમને ખબર કરવામાં આવી હતી. અને જેના જવાબમાં કેટલાક પ્રતિકુલ સંજોગોને લઇ નામદાર ઠાકોર સાહેબ તથા હરભમજી સાહેબ તરફથી ટેલીફોન તેમજ પત્રદ્વારા નહિ આવી શકવાના ખબરો કરી વળ્યા હતા. જેની નોંધ ધી ઈન્ડીયન લોયલીસ્ટ પત્રે લીધી હતી. નામદાર રાજ-

સાહેબની અભેદ દૃષ્ટી તથા પ્રેમાળ હૃદયનો આ એક અચ્છો પુરાવો સુચિત થાય છે.

દરમ્યાન સ્ટેટના મીજમાન તરીકે પધારેલા કચ્છ-ભુજના નામદાર મહારાવ સર **ખેંગારજી** સવાઇ **બહાદુર** જી. સી. આઇ. ઈ. એ સ્વામીજીને આમંત્રણ કરી લાભ લીધો હતો, જેની નોંધ **સાંજ-**વર્તમાન પત્રે નીચે મુજબ લીધી હતી.

સાંજ વર્તમાન, શુક્રવાર તા. ૨--૭--૧૫.

## જૈન મુનિ અને રાજકર્તાઓ.

**વાંકાનેરનો** અમારો ખબરપત્રી લખે છે કે અત્રે અમારા **નામ**દાર **મહારાજા સાહેબના** મીજમાન તરીકે પધારેલ કચ્છ ભુજના **મહારાજા નામદાર** રાવસાહેબ ખેંગારજી, જી. સી. આઇ. ઇ. અત્રે કેટલાક દીવસ થયા પધારેલા છે, જેઓ **નામદાર** તરફથી અત્રે બીરાજતા, જૈન **સંપ્રદાયના સ્વામીજી** શ્રી **લવજીસ્વામી** તથા * * * સ્વામીને આમંત્રણ થતાં **સ્વામીજીએ** લગભગ પોણો કલાક **ધાર્મીક** વ્યાખ્યાન આપ્યું હતું. તે વખતે **નામદાર રાવસાહેબ** તથા **અમારા નામદાર** ખુદાવીંદ **રાજસાહેબ અમરસિંહજી** બહાદુર કે. સી. આઇ. ઇ. તથા અન્ય સ્ટાફ વગેરેએ સારી સંખ્યામાં લાભ લીધો હતો. મજકુર બનાવથી લોકોમાં આનંદ ફેલાયો હતો. (સાંજવર્તમાન)

ઉપરની નોંધ કાઠિયાવાડ ટાઇમ્સ અંક ૫૨ માં, **ધી** ઈન્ડીયન **લોય**લીસ્ટ અંક ૪૫ વગેરે પત્રોએ લીધી હતી.

ઉપરનો દાખલો જૈન મુનિઓ માટે પહેલોજ ગણાશે. **નામદાર** રાજસાહેબના **મામાસાહેબ જાડેજા દીપસિંહજી સજનપરવાળા** તથા **સીંધાવદરના** રાણાશ્રી **રમુભા** તથા **માલીઆના** કુમારશ્રી **નાથુભા** વગેરેએ ઉપાશ્રય આવી લાભ લીધો હતો.

મોરબી માસકલ્પ પૂર્ણ કરી કુનડા પધારતાં, પંચાસીઆના દરબારશ્રી ઉમેદસિંહજીના આમંત્રણથી ત્યાં પધારતાં, દરબારશ્રી તથા તેમના ભત્રીજા કુમારશ્રી જીલુભાએ દીવસ અને રાત્રી સતસંગમાં પસાર કરવા ઉપરાંત ચાલતી વખત પણ લાભ લેવા ચુક્યા ન હતા.

૧૯૭૧ ની સાલનું ચાતુર્માસ ચોટીલા મુકરર થતાં ત્યાંના દરબારો હીંદુ અને મુસલમાન સમસ્ત પ્રજા અવાર નવાર લાભ લેતાં જીવહિંસા અને મદીરાપાનનો ત્યાગ કરાવી જીવદયા અને સત્યપરાયણ બનાવી પ્રજાપર સારો ઉપકાર કરવા ઉપરાંત જ્ઞાનની અભિવૃદ્ધિ માટે **"સ્વામીશ્રી લવજી સ્વામી જૈન પુસ્તકાલય"** સ્થાનકમાં ધર્મિષ્ટ અને લોકપ્રીય દરબારશ્રી ખાચર ભાણભાઇના મુબારક હાથથી ખોલવા એક સારો મેલાવડો એકઠો કરવામાં આવ્યો હતો. દરબારશ્રીએ પોતા તરફથી પુસ્તકોની ભેટ કરી હતી. મજકુર સંસ્થાના સ્થાપનથી લોકોમાં સંતોષની લાગણી ફેલાઇ હતી. પરંતુ આ સંસ્થા એકલા જૈનના લત્તામાં અને જૈન સ્થાનકમાં હોવાથી લોકો જોઇએ તેવો છુટથી લાભ નહિ લઇ શકવાથી સ્થાનીક દરબારોની પબ્લીક-જાહેર લાયબ્રેરી ખોલવાની ઇચ્છા ઉત્પન્ન થતાં જૈનો અને દરબારો મળી પબ્લીકમાં સાર્વજનીક લાઇબ્રેરી ખોલવા નીશ્ચય કરી તેના સ્થાપનાર્થે લગભગ ૧૦૦ સો રૂપીઆનો ફાળો કરી તેમાંથી કબાટ, બોર્ડ અને ફર્નીચર ખરીદવામાં આવ્યું. શરૂઆતમાં પુસ્તકોની સંખ્યા લગભગ ૧૦૦, ૧૫૦ ની હતી. લાયબ્રેરીના મેમ્બરોના ફર્સ્ટ, સેકન્ડ અને થર્ડ એમ ત્રણ વર્ગ રાખી દરેકને અનુક્રમે બે, એક, અને આઠ આનાની ફી દાખલ કરીને વાર્ષીક રૂપીઆ ૩૧ ની કાયમની આવક ઉભી કરવામાં આવી. લાઇબ્રેરી ખોલવા હાલાર પ્રાંતના મહેરબાન પોલીટીકલ એજંટ હેરાલ્ડ સાહેબે કહેલ પણ કેટલાક અનીવાર્ય

કાર્ય પ્રત્યે નહિ પહોંચી શકવાથી તે અરસામાં પધારેલા માળીઆના નામદાર ઠાકોર સાહેબ રાયસિંહજી બહાદુરને નિમંત્રણ કરવામાં આવતા તેઓના પ્રમુખપણા નીચે મેલાવડો એકઠો કરવામાં આવ્યો હતો. જેની નોંધ ગુજરાતી પેપર, કાઠીઆવાડ ટાઇમ્સ, ઇન્ડીયન લૉયલીસ્ટ વગેરે પત્રોએ લીધિ હતિ, જેમાંના ગુજરાતી પત્રની નકલ અત્રે ટાંકવામાં આવી છે.

"ચોટીલા-અત્રે "**સ્વામી શ્રી લવજી સ્વામી જૈન ફ્રી લાઇબ્રેરી**" ખુલી મુકવાનો મેલાવડો માળીઆના ઠાકોર શ્રી રાયસિંહજી સાહેબના પ્રમુખપણા નીચે જૈન સ્થાનકમાં એકઠો થયો હતો જે વખતે અત્રેના સ્થાનિક દરબારો પૈકી ખાચર શ્રી ભોજભાઇ, મુરીગભાઇ, શાણીંગભાઇ, દેસાભાઇ, દેવાહત ભાણુભાઇ, તથા પીઠુભાઇ ભાણુભાઇ, તથા આણંદપુરના દરબાર શ્રી દેશા ભોજ વગેરે દરબારો જૈનો ઉપરાંત હીંદુ મુસલમાનથી હૉલ ચીકાર ભરાઇ ગયો હતો. શરૂઆતમાં વક્તા મહારાજ શ્રી જેઠમલજી સ્વામીએ વિદ્યાની જરૂરીઆત નીરૂપણ કરી બતાવ્યા બાદ માળીઆના કારભારીએ સમયાનુસાર ભાષણ કર્યું હતું. જૈનો અને દરબારો તરફથી લાઇબ્રેરી ખોલવા ઠાકોર સાહેબને આમંત્રણ કરવામાં આવતાં ઠાકોર સાહેબે પોતાના મુબારક હાથે તૈયાર રાખેલ રૂપાની ચાવી લઇ લાઇબ્રેરીનો કબાટ ખોલવાની ક્રીયા કર્યા બાદ ઠાકોર સાહેબે, દરબારો તથા જૈનોને લાઇબ્રેરીને સંગીન બનાવવા ભલામણ કરી લાઇબ્રેરીની ફતેહ ઇચ્છી હતી. ઠાકોર સાહેબે રૂા. ૨૫) લાઇબ્રેરીને બક્ષીસ કર્યા હતા. લાઇબ્રેરી બજારમાં જાહેર રસ્તા ઉપર રાખવામાં આવેલ છે, જેમાં અગાઉથી દરબારો, જૈનો, જૈનેતરે વાર્ષિક રૂપીઆ ૨૫ કાયમી આવક કરી છે. પુસ્તકો લગભગ રૂા. ૧૦૦) નાં છે. તે સિવાય ન્યુસપેપરમાં

ગુજરાતિ પેપર કાઠીઆવાડ ટાઇમ્સ તથા **જૈન** કોન્ફરન્સ **પ્રકાશ** આવે છે. બાકીના હવે પછી શરૂ કરવામાં આવશે. લાંબા વખતથી આવી જાહેર સંસ્થાની જરૂર હતી તે પુરી પડવાથી લોકોમાં ભારે સંતોષની લાગણી ફેલાણી છે. " ગુજરાતિ પત્ર તા. ૨૮ નવેમ્બર સને ૧૯૧૫ અંક ૪૮ પેજ ૨૦૮૮.)"

ફક્ત **લાઇબ્રેરીનો** સઘળો કાર્યભાર ચલાવવા માટે દરબાર શ્રી **ખાચર ભાણુભાઇ** તથા **ભોજભાઈ** તથા **રાણીંગભાઈ** તથા **સુરીંગભાઇ** તથા **દેસાભાઇ** તથા **વાસ્કુર સાદુલ** ઉર્ફે **નાનભાઈ** અને **જૈનસંઘ** તરફથી આગેવાન ગ્રહસ્થોની એક કમીટી નીમવામાં આવી તેની સઘળી દેખરેખ ઉપરના **મેંબરોની** રહેશે. આ વખતે **ભીમોરાના** દરબારશ્રી **ખાચર જીવાભાઇ** તથા કુમારશ્રી **ભાણુભાઇ** તથા કુમારશ્રી **રામભાઇ** તથા **કુમારશ્રી ચેલાભાઇ** વગેરે ખાસ દર્શનાર્થે આવી પહોંચ્યા હતા.

**ચાતુર્માસ** પુર્ણ થતાં દરબાર શ્રી **ભાણુભાઇના** આગ્રહથી **સ્વામીજી** તેમના ગામ **નાવે** પધારતાં પહેલાં, દરબારે પોતાના કુમારો **દેવાઇતભાઇ** તથા **પીઠુભાઇને** મોકલી પાછળથી **સ્વામીજીના** દર્શનાર્થે આવનાર **જૈનોનો** યોગ્ય સત્કાર–ગોઠવણુ તેમના તરફથી થતી હતી. **મુળી** મુકામે **પરમારશ્રી વેરાભાઈ** તથા **પરમાર લખધીરજી કાળુભાઇ** તથા **મનુભા કાળુભાઇ** તથા **પરમાર વખતસંગ અમાભાઈ** વીગેરેએ લાભ લીધો હતો. **ચેલાશાહના બરવાળે** પધારતાં ત્યાં લોકોમાં ધર્મ જાગ્રીકા પ્રસરી હતી. તે વખતે **અમદાવાદથી આ.** કલેકટર **સાહેબનો** મુકામ થતાં તેઓ **સાહેબને** ખબર થવાથી સ્વામીજીના સત્સંગનો લાભ લેવા ઉપાશ્રય પધારવા તેમણે ખબર મોકલાવેલ પરંતુ સ્વામીજીને બીજેજ દીવસે **ભાવનગર** તરફ જવાની ઉતાવળ **હોવાથી** તેમની ઇચ્છાનુસાર નહી રોકાઈ શકવાથી ફરી વખત પોતાના

મુકામ પર મુસાફરી બંગલે પધારવા પત્ર દ્વારા ઇચ્છા જાહેર કરેલી તે પત્રની બીના નીચે મુજબ હતી.

પત્ર.

Barvala

Date 17-1-16

R. Sir.

One Jain Swami ( Lavji ) tells me, he will see your honour at 5. P. M.

Very Obdt,
C. S. P.

( આ.
કલેક્ટર સાહેબ )

ત્યાંથી વળા પધારતાં જો કે આ ગામમાં સ્થાનકવાસીના ઘર નહીં હોવાથી બીજા દીવસ તેમજ વધુ વખત નહી રોકાઇ શકાય તેવું હોવાથી તે સ્થળ છોડવા પહેલાં નામદાર પાટવી કુમારશ્રી ગંભીરસિંહજી સાહેબને સ્વામીજીના પોતાના પાટનગરમાં પધારવાના ખબર થતાં તેજ દિવસે સ્વામીજીના પવીત્ર દર્શનનો લાભ લેવા મુકામપર પધારી કેટલોક વખત બોધ શ્રવણ કર્યા પછી વધુ વખત રોકાવા તથા બીજી વખત ભાવનગરથી વળા ચોકસ પધારવા પ્રેમવચન લીધું હતું. તેમનો રાજકર્ત્તા તરીકેનો આવો ભાવ અને સર્વ ધર્મ પ્રત્યે સમાનતાનો તેમજ ધર્મ પ્રત્યેની શ્રધાનો આ દાખલો ખચીત દ્રષ્ટાંતરૂપ થઇ પડશે. જો કે તેઓ વીલાયત પાંચ વર્ષ સુધી ઉંચી કેળવણી લઇ આવેલ છે તેમ છતાં તેમનો ધર્મ પ્રત્યેની શુદ્ધ શ્રદ્ધાનો

રાખેલો આજકાલ આપણા વણીક બ્રાહ્મણો આદી ભારતવર્ષના સામાન્ય સ્થિતિના બાળકો બીજા શબ્દોમાં કહીએ તો બાળજીવોને શું શરમાવનાર નથી ? ભારતના ગણાતા પુત્રોએ ઉક્ત રાજકર્તાના શુભ પગલાનું અનુકરણ કરી, ખરૂં જેન્ટલમેનપણું મેળવી, આર્ય ભૂમિનું ખોઇ દીધેલ ગૌરવ પાછું મેળવી, સાચા આર્યત્વની ભાવનાને સુદૃઢ કરી, ભારતભૂમિના અને કેળવણીના શિર ચડેલ કલંકને જલદી દૂર કરવું જોઇએ.

રા. દીવાન સાહેબ રતનજી શેઠ શ્રીન કે જેઓ પારસી મહાશય છે તેમને તથા સરન્યાયાધીશ રા. વેણીલાલભાઇ બક્ષી બી. એ. એલ. એલ. બી. કે જેઓ નાગર ગૃહસ્થ છે તે વગેરેએ કચેરી મંડળ સહીત સત્સંગનો લાભ લીધો હતો. ભાવનગર પધારતાં ત્યાંના નામદાર મહારાજા સાહેબને ખબર થતાં સેક્રેટરી મારફત અમુક વખત પછી મળવા પત્રથી ઇચ્છા બતાવેલી હતી પરંતુ ગવરનર સાહેબ ટુંક મુદતમાં ભાવનગર આવવાના હોઇ તેમજ સ્વામીજીને ટાઇમ ભરાઇ જવાથી વધુ વખત રોકાઇ શકયા નહીં. ત્યાંના "આલબર્ટ વીકટર સ્કવેરમાં" જાહેર ભાષણ આપ્યું હતું તે સિવાય ગીરાશીઆ સમાજમાં પણ ભાષણ આપ્યું હતું જેની નોંધ મુંબાઇ સમાચાર અને કાઠીયાવાડ ટાઇમ્સ પત્ર તા. ૧૦-૨-૧૬ અને ૧૪-૨-૧૬ માં લીધિ હતી.

મહારાજા સાહેબના નીકટના સંબંધિ રાણા શ્રી કાલુભા કલ્યાણસિંહજી રાજખરચના ઉપરી સાહેબ તથા રાયજાદા બાલુભા પથુભા, રાણાશ્રી બાવુભા દુધરેજ, ઝાલા લાખાભાઇ ચુડા વગેરે રાજ્યના સંબંધીઓ અને ઉમરાવ વર્ગે લાભ લીધો હતો, વગેરે વગેરે.

પાલીતાણા પધારતાં નામદાર એડમીનિસ્ટ્રેટર સ્ટ્રોંગ સાહેબે

મુલાકાતનો લાભ લીધો હતો. અને અમુક ટાઇમ સુધી વાતચીત કરી યોગ્ય સંતોષ જાહેર કર્યો હતો. જેની મુબારક નોંધ કાઠીયાવાડ ટાઇમ્સ નં. ૧૯ વગેરે પત્રોએ લીધી હતી.

અત્રેના મર્હુમ ઠાકોર સાહેબ સુરસિંહજીના કુમારશ્રી સામતસિંહજીના કુમાર **વીજયસિંહજી** ઉર્ફે દાદાસાહેબ કે જેઓ **પાલીતા**ણાથી બે ગાઉ ઉપર પોતાના ગામ **આદપુર રહે છે** તેમને ખબર પહોંચતા સ્વાર મોકલી સ્વામીજીને **આદપર** પધારવા આમંત્રણ કરેલ જેમના પત્રને અત્ર સ્થળ સંકોચને લઇ દાખલ કરવા મુલતવી રાખવામાં આવેલ છે. તેમના આમંત્રણને ટાઇમના અભાવે સ્વીકારી શક્યા નહતા. **મોણપુર** પધારતાં ત્યાંના ભાવીક દરબારો **રાઓલ** તથા **અખેરાજજી** તથા **લોધીકાના કુમારશ્રી વિજયસિંહજી** વગેરેએ લાભ લીધો હતો. **કાનપુર** મુકામે દરબારશ્રી **રાઓલ માનસિંહજી** ગુમાનસિંહજીએ ઉપાશ્રયે પધારી સ્વામીજીના સત્સંગનો લાભ લઇ છેવટ જીંદગીપર્યંત જીવ હીંસા કરવી કે કરાવવાની પ્રતીજ્ઞા લઇ બીજી વખત **કાનપુર** માટે આમંત્રણ કરેલ હતું. આથી લોકોમાં ભારે ખુશાલી ઉદ્ભવી હતી. આવા સુકાર્યની અસર બીજા ઉપર થવા વકી રાખી શકાય એ બેશક વાસ્તવિકજ છે.

ચુડા પધારવું થતાં ચુડાના **નામદાર** ઠાકોર **સાહેબ જોરાવર**સિંહજી તથા **બગસરાના** દરબાર અને **ચુડાના દીવાન** વીરાવાળા સાહેબ વગેરે કચેરી મંડલ સહીત ઉપાશ્રયમાં પધારી વ્યાખ્યાન શ્રવણનો લાભ લીધો હતો. મજકુર બનાવે પ્રજામાં ભારે ખુશાલી ઉપજાવી હતી, જેની નોંધ કાઠીયાવાડ ટાઇમ્સ અંક ૨૬ વગેરે પત્રોએ લીધી હતી.

**અંકેવાલીઆ** ખાતે સ્વામીજીના નામથી **એક લાઇબ્રેરી ખોલ**વાનો **મેલાવડો જૈન** ઉપાશ્રયમાં એકઠો થયો હતો, તે વખતે સ્થાનિક

દરબારો હિંદુ મુસલમીન વગેરેએ સારી સંખ્યામાં હાજરી આપી હતી, લાઇબ્રેરી દરબારશ્રી મનુભા ઉમેદસિંહજીના મુબારક હાથથી ખોલવામાં આવી હતી, અને દરબારશ્રી તરફથી લાઇબ્રેરીને પુસ્તકોની યોગ્ય ભેટ કરવામાં આવી હતી.

વઢવાણ શહેર પધારતાં મહાવીર જયંતીનો ઠરાવ સ્થાનકવાસી દેરાવાસી બન્ને મળી મહાજનથી પસાર કરવામાં આવતાં તે દિવસે બજાર, જીન, પ્રેસ વગેરે જાતના ઉદ્યોગ, ધંધાઓ બંધ રાખવામાં આવ્યા હતા અને તે કાયમને માટે ઠરાવ દાખલ થવાથી લોકોમાં ભારે ખુશાલી પેદા થવા પામી હતી. જેની મુબારક નોંધ કાઠીયાવાડ ટાઇમ્સ પત્ર અંક ૩૪ તથા **ધી ઇન્ડીઅન** લૉયલીસ્ટ પત્રે અંક ૩૫ મે લીધી હતી.

તે વખતે નામદાર કુમારશ્રી જાલમસિંહજી સાહેબ તથા દેવલીઆના કુમારશ્રી જોરાવરસિંહજી કે જેઓ સ્ટેટ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના હોદ્દાપર છે, તેઓ તથા ગરાસીયા હોસ્ટેલના કુમારો વગેરે સ્થાનકમાં અવાર નવાર હાજરી આપી સ્વામીજીના સત્સંગનો લાભ લેવા ચુકતા નહીં.

વઢવાણથી કાંપમાં પધારતાં ઝાલાવાડ પ્રાંતના મે. પોલીટીકલ એજંટ ટયુડર ઓવન સાહેબે મુલાકાત લઇ ધાર્મીક ખુલાસા માટે યોગ્ય સંતોષ જાહેર કરવા ઉપરાંત લીંબડીના સ્થાનકવાસી જૈન પુસ્તક ભંડાર સંબંધમાં યોગ્ય ધ્યાન આપી તેની કેટલીક માહિતીઓ મેળવી તેના તરફ માનની દ્રષ્ટી બતાવી હતી. કૉલેજમાં અભ્યાસ કરતા કુમારોને ખબર થતાં તેઓના તરફથી સ્વામીજીને કૉલેજમાં પધારી દર્શન આપવા નિમંત્રણ આવતાં તેમના નિમંત્રણાનુસાર કૉલેજમાં પધારી કુમારોને યોગ્ય બોધ કર્યો હતો. કૉલેજના પ્રીન્સિ-

પાલ રૉબર્ટસન સાહેબે પણ પોતાના બંગલે બોલાવી યોગ્ય સત્કાર સહિત મુલાકાત લીધી હતી. છુટા પડયા પહેલાં તેઓએ "જ્યારે આપ પધારો ત્યારે મને મુલાકાત આપજો" એવા શબ્દો ઉચ્ચાર્યા હતા. બીજા દીવસે કુમારો સમક્ષ ભાષણ આપવા પ્રિન્સિપાલ સાહેબે કહેવરાવવાથી કુમારો અને માસ્તરો સમક્ષ કૉલેજમાં "વિદ્યાર્થિજીવન" ઉપર ભાષણ આપ્યું હતું, તે દીવસ મેચ વગેરે બંધ રાખી રજા પાળવામાં આવી હતી. કુમારો પૈકી કુમારશ્રી હરીશ્ચંદ્રસિંહજી ઉતેળીઆ, કુ. દીપસિંહજી સાયલા, કુ. મનહરસિંહજી ગાંફ, કુ. ગંભીરસિંહજી ગુંદીઆળા, કુ. ડુંગરસિંહજી માળીઆ, કુ. પૃથીરાજ દેવળીઆ, કુ. હરીસિંહજી ભાડવા, કુ. ભગવતસિંહજી સાપુર કુ. જેઠુભા અખુભા ખાટડી કુ. વજેરાજ થરા કુ. જસાવાળા બાબરા કુ. લખમણવાળા કોઠડા પીઠાવાળા કુ. પથુભા દુધરેજ કુ. જાલમસિંહજી લીંબડા તથા બાબરાના દરબારશ્રી ચાંપરાજ વાળા, તથા કુ. જાલમસિંહજી ગેડી, તથા દરબારશ્રી રાઓળ નારૂભા લીંબડા વગેરે હાજર હતા. સિવાય મુસલમાન કુમારો પૈકી જુનાગઢના ભાયાત કુમારશ્રી એદીલખાનજી કે જેઓ હાલના ના૦ નવાબ સાહેબના એડીસી છે તે તથા કુમારશ્રી હુસેન મહમદખાન કુ. કરીમખાન બાંટવા કુ. બાવામીયાં દસાડા કુ. નવરંજખાન બાટવા આદિ કુમારોએ લાભ લીધો હતો. ભાષણ સમાપ્ત થયા બાદ સાહેબે ધાર્મિક ચર્ચા કરી કેટલાક ખુલાસા પુછ્યા હતા. તે પૈકી પ્રશ્નો માંનું પહેલું પ્રશ્ન એ હતું કે મનુષ્યો આ દુનિઆ છોડયા પછી કયાં જાય છે અને તેને ત્યાં શિક્ષા થાય છે કે કેમ ? વળી તે પ્રભુના ઉત્તમ પદને પામે કે નહીં ?

બીજો પ્રશ્ન એ હતો કે જાનવરો–પશુઓને આત્મા (Soul) છે કે નહીં ? એ પ્રશ્નોના પ્રત્યુત્તરમાં જણાવવામાં આવ્યું કે, જ્યારે

આપણે આ દેહથી ભિન્ન થઇએ છીએ ત્યારે ત્યાં આપણને પૂર્વના વર્તન મુજબ શુભાશુભ શિક્ષાઓ થાય છે અને તે આપણે જરૂર ભોગવવી પડે છે. જ્યારે તે બધી શિક્ષાઓ ભોગવી લેવામાં આવે, વાસના અને વિકારોને મારી નાંખવામાં આવતાં આત્મા પવિત્ર બનિ પરમાત્માના પવિત્ર સ્વરૂપમાં ભળી જાય છે.

બીજો પ્રશ્ન પશુઓના આત્મા (Soul) સંબંધિ હતો. તેના પ્રત્યુત્તરમાં મનુષ્યોનો આત્મા છે, તેવોજ જાનવરોનો આત્મા છે, તેની સાબિતી માટે આપણને જેવી લાગણીઓ અને વાસનાઓ છે, તેવીજ જાનવરોમાં પણ છે. આપણી માફક સુખ દુઃખ અનુભવવાની તેનામાં રહેલી જ્ઞાન શક્તિનું દ્રષ્ટાન્ત બસ છે અને તે ઉપરથી આપણને સારી રીતે પુરવાર થાય છે કે એ બધા લક્ષણો આત્માવાળાઓનેજ હોઇ શકે અને તે પશુઓમાં આપણે જોઇ શકીએ છીએ. તેથી પશુઓમાં આત્મા છે, એમ માનવાનું સબળ કારણ છે. ઇત્યાદી ખુલાસાથી સાહેબ ઘણાજ ખુશી થઇ પાછળથી ઉપકાર પત્ર લખી મોકલ્યો હતો. તે પત્ર શ્રોતાઓને ઉપયોગી થઇ પડશે. એમ ધારી અત્રે દાખલ કરવામાં આવે છે.

પત્ર.

Talukdari Garasia School
Wadhwan Camp
2nd May 16.

Swamiji dilivered an interesting lecture to the Kumars last Monday.

I have only recently made his acquaintance but I understand that he has dilivered several

lectures here in the past and I hope he will be able to visit us again in the future.

Sd/ H. Roberts.
Superintendent.

જેની નોંધ કાઠીયાવાડ ટાઇમ્સ પત્ર અંક ૩૪ તથા ધી ઈન્ડીયન લૉયલીસ્ટ પત્રે અંક ૩૬ મે લીધેલ હતી. દરમ્યાનમાં વૅકેશન-રજા પડતાં કુમારો પૈકી સાયલા દીપસિંહજી ખાટડી જેઠુભા અને ભાડવા હરીસિંહજી વગેરે કુમારો ઉપાશ્રયે આવી સ્વામીજીના દર્શન. કર્યાં બાદ પોત પોતાના ગામ ઉપડી ગયા હતા. મજકુર બનાવે ડેપ્યુટી આ. પોલીટીકલ એજંટ સાહેબ રા. રામપ્રસાદભાઈનું ધ્યાન ખેંચ્યું હતું. તે મહાશયે રાત્રીના આઠ બજે સ્થાનકમાં આવી સ્વામીજીના સત્સંગનો લાભ લગભગ અઢી કલાક સુધી લીધો હતો. અને છેવટ બીજી વખત લાભ લેવા ઇચ્છા જાહેર કરી સાડા દસ બજે ઉપાશ્રય છોડી ગયા હતા. જેની અસર લોકોમાં ઉંચી થવા પામી હતી.

આ વખતે ગરાસીઆ કૉલેજના માજી પ્રીન્સિપાલ સ્ટ્રીપ સાહેબ કે જેઓ હાલ પેન્શન લઇ રીટાયર થતાં કરાંચી જઇ રહેલ છે. તેઓ સાહેબે સ્વામીજીને બૅરીસ્ટર મોહનલાલ જીવણલાલ માર-ફત લખેલ પત્રની નોંધ આ સ્થળે લેવામાં આવે છે.

**પત્ર.**

Karachi Camp
Dated 5-5-1916.

Mohanlal, Barrister-at-law.
Wadhwan Camp.

Dear Swamiji.

Tell my B. C. to Lavaji Swami and Jetha-

mallji Swami. I thank them for they remembered me. I am excited to revere them for their kind nature. Send them this letter.

Sorry for not seeing them.

S. A. Strip.
Late Superintendent Girasia College
Wadhwan Camp.

વણા પધારતાં મુળીના નામદાર ઠાકોર સાહેબ હરિશ્ચંદ્રસિંહજી આવી પહોંચ્યા હતા. તેઓએ ઉપાશ્રયમાં પધારી સ્વામીજીના સત્સંગનો લાભ લીધો હતો, તે વખતે મુસાહેબ રાણાશ્રી કેસરીસિંહજી વગેરે સ્થાનિક દરબારો અને શ્રોતાઓ સારી સંખ્યામાં એકઠા થયા હતા. બીજા દીવસે ત્યાંથી રાજ સીતાપુર તરફ પધારતાં નામદાર ઠાકોર સાહેબ તથા તેમના મામા જુવાનસિંહજી લગભગ બે ગાઉ સુધી સ્વામીજીને મુકી પાછા ફર્યા હતા. રાજકર્તાનો આ દાખલો ખચિત અન્ય વ્યક્તિઓને સાદાઇ, સજ્જનતા અને સભ્યતાનો પાઠ શીખવે છે.

ધ્રાંગધ્રા પધારતાં ત્યાંના દીવાન સાહેબ ઝાલા માનસિંહજી સી. આઇ. એઓએ સત્સંગ માટે લગભગ બે કલાક વખત રોક્યો હતો. તે વખત તેમના પીતાશ્રી સુરજસિંહજી અને તેમના ભાઇઓ ઉપરાંત કુમારશ્રી નટવરસિંહજી પોલીસ કમીશ્નર, રાણાશ્રી કનુભા પંચકોશી મહાલકરી વગેરે ભાયાતો અમલદારોની એકત્ર હાજરી હોવાથી દેખાવ રમણિય થઇ પડયો હતો. પાછળથી સ્વામીજીને વાંકાનેર મુકામે લખેલ પત્રને અહીં ટાંકવામાં આવે છે.

## પત્ર.

હજુર ઓફીસ.

ધાંગધ્રા, તા. ૩-૨-૧૯૧૮.

પૂજ્ય મહારાજશ્રી................ની પવિત્ર સેવામાં

મુ. વાંકાનેર.

આપશ્રીનો તા. ૨૭ મી જાનેવારીનો પત્ર મળ્યો છે. આપે મને યાદ કર્યો છે, તે માટે આપનો આભારી થયો છું. વાંકાનેર માટે જે કાંઇ કરવામાં આવ્યું હોય, તે કરવા ફરજ ઉપરાંત કાંઇ કરેલ નથી. ....................પૂજ્ય મહાત્માશ્રી લવજીસ્વામી ખુશીમાં બિરાજતા હશે. આપની સુખશાન્તિ ચાહું છું.

લી. સેવક,

માનસિંહ.

( દીવાન સાહેબ સ્વસ્થાન ધ્રાંગધ્રા. )

સંવત ૧૯૭૩ ની સાલનું ચાતુર્માસ ચુડાનું થતાં, ત્યાંના નામદાર ઠાકોર સાહેબ જોરાવરસિંહજી બહાદુર તથા દીવાન સાહેબ, બગસરાના નામદાર દરબારશ્રી વીરાવાળા સાહેબ, અવારનવાર ઉપાશ્રયમાં પધારતા હતા. તે વખતે આ મહાત્માના શિષ્યનો અંગ્રેજી અભ્યાસ ચાલતો હતો. તે અભ્યાસ આગળ વધારવા માટે સ્વામીજીની ઇચ્છા થતા, સ્થાનિક જૈનો માસ્તરને રોકવા અશક્ત નીવડતાં નામદાર ઠાકોર સાહેબને મજકુર ખબર પહોંચતાં, તુરતજ પોતાના પદરના ખર્ચે, કારતક સુદ ૧૫ પૂર્ણિમા સુધી અંગ્રેજી સ્કૂલના માસ્તર રા. મગનલાલ મુગટરામ વચ્છરાજાની રોકી અભ્યાસમાં કીંમતી મદદ કરી પોતાનો વિશુદ્ધ પ્રેમ બતાવી આપ્યો હતો. છેવટ ચાતુર્માસના અંતે વસ્ત્રાદિ વહોરાવી સ્વામીજી પ્રત્યે અનન્યભાવની ઝાંખી કરાવી

હતી. આ વખતે સ્ટેટના મીજબાન તરીકે પધારેલા બગસરાના નામદાર દરબારશ્રી રામવાળા સાહેબ તથા જેતપુરના નામદાર દરબારશ્રી રાણીંગવાળા તથા કાંથડવાળા સાહેબ અને કાંથડવાળા સ્ટેટના મેદીવાન સાહેબ, સાયલાના કુમારશ્રી વિજયસિંહજી ઉર્ફે વજુભા સાહેબ વગેરે રાજવંશીઓએ ઉપાશ્રયમાં પધારી જૈનોદયમાં અભિવૃદ્ધિ કરવા સાથે જૈન સમાજમાં હર્ષની લાગણી ઉત્પન્ન કરી હતી. જેની નોંધ કાઠિયાવાડ ટાઇમ્સ, જૈન કૉન્ફરન્સ પ્રકાશ વગેરે પત્રોએ લીધી હતી.

વઢવાણ પધારતાં નામદાર ઠાકોર સાહેબ જસવંતસિંહજી રાબેતા મુજબ ભાગ લેતા હતા, અને કેટલીક વખત ભિક્ષા પણ જાતે વ્હોરાવી પોતાનો વિશુદ્ધ ભાવ બતાવી આપ્યો હતો. સિયાય દિવાન સાહેબ રા. ભૂપતરાયભાઈ, સરન્યાયાધિશ વગેરે અમલદારો પણ ઉપાશ્રયમાં પધારી સ્વામીજીના સત્સંગનો લાભ લેતા હતા.

વાંકાનેર પધારતાં તે વખતે રાજકોટથી આવેલ હાલાર પ્રાંતમાં પોલીટીકલ એજન્ટ એચ. ડબલ્યુ. બર્ધન સાહેબે સ્વામીજીને મુલાકાત માટે નીચેની ચોઠ્ઠી લખી બોલાવી લાભ લીધો હતો.

**પત્ર.**

**વાંકાનેર** તા. ૨૪ જાનેવારી ૧૯૧૭.

સ્વામીજી ?

આપને મળવાનો વખત, સાહેબ બહાદુરે આવતી કાલે અઢીવાગ્યાનો આપ્યો છે તે જાણશો.

હુકમથી,

**છગનલાલ મુગટરામ શિરસ્તેદાર.**

મુલાકાત પોણીકલાક લીધી હતી, તે દરમ્યાન ધાર્મિક અને સાધુધર્મ સંબંધી કેટલીક ચર્ચાના અંતે સગર્ભા હરણીનો શીકાર નહીં

કરવા મન ઉપર લીધું જોવામાં આવતું હતું. છેવટ સાહેબ બહાદુરે એક પત્રથી પોતાનો સંતોષ અભિપ્રાયના રૂપમાં લખી મોકલાવ્યો હતો. તે પત્ર પોતાની લાગણી પૂરાવા સબબ અત્રે ટાંકવામાં આવે છે.

પત્ર.

Jain swami Jethmallji has been to see me today. He is here with his Guruji. I met him at Jetpur about 4 years ago and he appears to be of the same benevolent mind and generous of teaching others the simple & true life.

Wankaner,<br>25 January;<br>1917.

H. W. Berthon,<br>Political agent;<br>Halar Prant.

તરજુમો.

જૈન સ્વામી જેઠમલજી આજે મને મળેલ છે. તેમના ગુરૂજી સાથે તેઓની અહીં સ્થીતિ છે. તેઓ મને ચાર વરસ પહેલાં જેતપુર મળ્યા હતા અને તેઓ ઉદાર ચિત્તવાળા સાદું અને સત્ય જીવન પ્રતિપાદન કરનાર, અને ઉત્સુક જણાય છે.

વાંકાનેર.<br>તા. ૨૫ જાનેવારી.<br>સને ૧૯૧૭.

સહી.<br>એચ. ડબલ્યુ. બર્ધન.<br>પોલીટીકલ એજન્ટ હાલાર પ્રાંત.

સંવત ૧૯૭૪ ની સાલનું ચાતુર્માસ અમદાવાદ થતાં જૈનો અને જૈનેતર વ્યક્તિઓએ મોટા પ્રમાણમાં અવારનવાર લાભ લીધો હતો. તે પૈકી શહેરી તરીકે ગણાતા રા. ડોક્ટર જુસફ બેન્જામીન,

ઓનરરી મેજીસ્ટ્રેટ રાવસાહેબ દુલેરાયભાઈ તથા છોટાલાલભાઇ વગેરે ઉપરાંત આરાધોડાના ગવરમેન્ટ ઓફીસર કુમારશ્રી મેરૂભા વગેરે બહારગામથી દર્શનાર્થે આવી પહોંચ્યા હતા. ચાર્તુમાસ પછી વઢવાણ કેમ્પ પધારતાં, ઝાલાવાડ પ્રાંતના પોલીટીકલ એજન્ટ લેફટન્ટ કર્નલ **સી. એફ.** હેરોલ્ડ સાહેબે સ્વામીજીની મુલાકાતનો રસથી લાભ લીધો હતો અને છેવટે સાહેબ બહાદુરે પોતાની થયેલ લાગણી પત્રારૂઢ કરી હતી તે પત્રની નકલ અત્રે ટાંકવામાં આવે છે.

**Wadhwan C. S.**

3—1—1918.

Jain Swami Jethmalji visited me today. He is here with his Guruji. I met him before in Rajkot & Chotila. He is on his way to Sayla. I hope every one will be kind to him as his loyalty benevolence & goodness deserve appreciation.

Wadhwan C. S. 3-1-1918. } **C. F. Harold** Lt. Colonel.

Political Agent. Jhalawad Prant.

**તરજુમો.**

**જૈન** સ્વામી જેઠમલજી મને આજે મળ્યા હતા. તેઓ અહીં તેમના ગુરૂજી ( લવજી સ્વામી ) સાથે છે. તેમને હું અગાઉ રાજકોટ અને ચોટીલામાં મળ્યો હતો. તેઓ કહે છે કે—તે સાયલા તરફ જવાના છે. હું આશા રાખું છું કે, દરેક જણ તેમના તરફ

માયાળુ થશે, કારણ તેમની વફાદારી, પરોપકારપણું, અને સારાપણું દરેક રીતે તે વખાણવા લાયક છે.

સહી.

વઢવાણ.<br>
તા. ૩૧-૧-૧૯૧૮.

લેફ્ટેનેન્ટ. કર્નલ. શી. એફ. હેરોલ્ડ.<br>
પોલીટીકલ એજન્ટ,<br>
ઝાલાવાડ પ્રાંત.

આ વખતે અત્રેનાં ડીપોટી સાહેબ રા. રૂબીન બેન્જામીન વગેરે અધિકારી વર્ગે ઉપાશ્રયમાં પધારી લાભ લીધો હતો,

**પત્ર.**

વઢવાણ કેમ્પ તા. ૧૬-૧૨-૧૭

સ્વામીજી સાહેબ.

વઢવાણ કેમ્પ.

આજ સાંજરે છ વાગ્યા પછી ઘણું કરીને મળીશ. જો નહીં અવાય તો આવતી કાલે સવારે આવીશ.

**રૂબીન બેન્જામીન.**<br>
ડેપ્યુટી આ. પોલીટીકલ એજન્ટ.<br>
ઝાલાવાડ પ્રાંત.

જસદણ પધારવું થતાં, ત્યાંના નામદાર દરબાર સાહેબ વાસ્કુર-ખાચરે પોતાની દરબારી ચોપાટમાં ખાસ આગ્રહથી ઉતારો આપી પાંચ દિવસ રોક્યા હતા. આ ગામમાં જૈનોની વસ્તી નહીં હોવાથી વહોરવા વગેરેની દરબારમાં છુટ કરવામાં આવી હતી. તેમનાં દીવાન સાહેબ રા. અનંતરાયભાઇ વગેરે ઓફીસર વર્ગે રસથી ભાગ લઇ અપૂર્વ સેવા બજાવી હતી. પાછળથી પણ વાંકાનેર મુકામે સ્વામીજીનું રાજકોટ મુકામે પધારવું થાય તે વખતે રાજકોટમાં પોતાના દરબારી

ઉતારામાં ઊતરવાં સબંધી પત્ર લખેલ, તે પત્ર શ્રોતાઓની સેવામાં મુકતાં અપ્રાસાંગિક નહીં ગણાય. એમ ધારી અત્રે રજુ રાખવામાં આવે છે.

**પત્ર.**

દીવાન સાહેબ મારફત. સ્વામીજીની સેવામાં.

મુ. વાંકાનેર.

જસદણથી લી. અનંતરાય નથુભાઇના યથાયોગ્ય......આપને રાજકોટમાં અમારા દરબારી ઉતારામાં ઉતરવું હશે. તો ખુશીથી ઉતારાનો રૂમ આપને માટે ખાલી કરી આપવા અમારા ત્યાંના વકીલપર ભલામણ લખવામાં આવશે.

હજુર હુકમથી.

**અનંતરાય નથુભાઇ.**

( દીવાન સાહેબ જસદણ સ્ટેટ. )

સવંત ૧૯૭૫ ની સાલનું ચાર્તુમાસ વાંકાનેર થતાં ત્યાંના નામદાર રાજસાહેબે સ્વામીજીના દર્શનાર્થે આવનાર રાજવંશી પરોણાઓ માટે યોગ્ય સરભરા કરવા માથે લીધું હતું.

**પત્ર.**

વાંકાનેર તા. ૪-૮-૧૮

શ્રીમાન, મહારાજશ્રી જેઠમલજી સ્વામી.

મુ. વાંકાનેર.

વિ. કે. આપના દર્શન માટે બહાર ગામથી જે નામદાર કુમારશ્રી મહારસિંહજી સાહેબ, તથા વઢવાણના એડમીની સ્ટ્રેટર સાહેબ. વગેરે જે મિજબાનો આવશે, તેને માટે યોગ્ય બંદોબસ્ત કરી આપ-

વામાં આવશે. એમ ખુદાવીંદ નામદાર હજુરશ્રીએ ફરમાવ્યું છે....
તસ્દી માટે માફ એજ વિનંતિ.

લી.

જાડેજા દીપસિંહજીના નમસ્તે

( મામા સાહેબ. )

ત્યારબાદ ભાડલા મુકામે તે નામદારનો આવેલ પત્ર તે આહીં વાચક વર્ગની જાણ માટે ટાંકવામાં આવે છે.

પત્ર.

પ્રાઇવેટ સેક્રેટરી ઓફીસ.

વાંકાનેર, તા. ૪-૯-૧૯૧૯

મહારાજ સાહેબશ્રી લવજીસ્વામી તથા સ્વામીની સેવામાં

મુ. ભાડલા.

આપ સાહેબનો પત્ર ખુદાવીંદ હજુર સાહેબને મળ્યો છે. આપે તેઓ નામદાર પ્રત્યે જે લાગણી દર્શાવી છે, તેને માટે આપ સાહેબનો આભાર માનવા મને તેઓ નામદારે સુચના કરેલ છે. ખુદાવીંદ હજુર સાહેબ તા. ૩-૮-૧૯ ને બુધવારના રોજ ગવરનર સાહેબના મિજમાન તરીકે પુને ગયા છે. એજ આપની તબીયત કુશળ ચાહું છું. તા. સદર.

Devchand L. Mehta

ફોર પ્રાઇવેટ સેક્રેટરી. ટુ. એચ. એચ.

ધી મહારાજા રાજસાહેબ.

આ સાલ ચોમાસું નીષ્ફળ નીવડવાથી મનુષ્ય સંકટ અને જનાવરોનાં દુઃખમાં ભાગ લઈ, તેમને મદદ કરવા નામદાર રાજસાહેબને ઉપદેશ કરતાં, પરિણામે પાંજરાપોળ માટે સવાલાખ પુળા ઘાસ, અ

રાજનશ્રીને આપવા ઉપરાંત ખેડુત વગેરે પ્રજા વર્ગને વ્યવહારૂ અનુ-કુળ મદદ કરી આપી હતી. અને ઉપદેશદ્વારા એક ફંડ ખોલવામાં આવતાં, લગભગ રૂા. ૧૨૦૦ ) બારસો ભર્યા હતા. વધુ ખુશી થવા જેવું તો એ હતું કે, આ વખતે સ્ટેટ મીજબાન તરીકે રાજકોટથી આવેલ રાજકુમાર કૉલેજના પ્રીન્સીપાલ શી. મેઇન સાહેબે એક કરતાં વધુ વખત મુલાકાત લઇ ઉપરનાં દુષ્કાળ ફંડમાં સ્વેચ્છાથી તેજ વખતે રૂ. ૧૦ ) રોકડા મોકલાવવા, ઉપરાંત બીજી વખત પણ ધર્મકાર્યમાં યોગ્ય મદદ કરવા ઇચ્છા બતાવી હતી. યુરોપીઅન ઓ-ફીસરની આ કાર્ય પ્રવૃતિએ, જનસમાજ અને ખુદ નામદાર રાજ સાહેબના મન ઉપર ભારે અસર ઉત્પન્ન કરી, જૈન ધર્માચાર્યની મ-હત્તામાં સંગીન ઉમેરો કર્યો હતો. આ વખતે વઢવાણના નામદાર પા-ટવી કુમારશ્રી જોરાવરસિંહજી, વાંકાનેરના પાટવી કુમારશ્રી પ્રતાપસિંહજી લાઠીના કુમારશ્રી પ્રવિણસિંહજી, ધ્રાંગધ્રાના કુમારશ્રી નટવરસિંહજી અને રાજસાહેબના કાકા રાણાશ્રી રમુભા તથા મામા સાહેબ જાડેજા દીપસિંહજીએ પોતાના કુમારો સહિત લાભ લીધો હતો. સાહેબ બહાદુરે કેટલાક પત્રો લખેલ તે પૈકી રાજકોટથી આવેલ આમંત્રણ પત્ર, તેમજ અભિપ્રાય પત્રને વાચક વર્ગને જાણવાનું મળી શકે એમ ધારી અત્રે ટાંકવામાં આવે છે.

પત્રો.

**Wankaner.**

22-10-18.

Swamiji Jethmalji, has been to see me several times lately during my stry here I find him an

interesting and intellegent man; and have much liked his visits. he is likely to have a good effect among those with whom his wanderings bring into contact.

(Sd) **C. Mayne. M. A.**
Principal.
Rajkumar College.

**તરજુમો.**

મારૂં અહીં રહેવાનું થયું હતું. તે દરમ્યાન હમણાંના વખતમાં સ્વામીજી સાહેબ, મને વખતો વખત મળવાને આવતા હતા. તે એક બુદ્ધિશાળી તથા જેના સહવાસથી આનંદ ઉપજી શકે તેવા પુરૂષ છે. અને જેની દરેક મુલાકાતોમાં મેં રસથી ભાગ લીધો છે. તેના દેશ દેશાન્તરે વીચરતી વખતે જેના જેના પરિચયમાં તેઓ આવે, તેના પ્રત્યે સારી પ્રતિભા પાડી શકે તેવા પ્રતિભા શાળી પુરૂષ છે.

| વાંકાનેર.<br>તા. ૨૨-૧૦-૧૯૧૮.<br>મુસાફરી બંગલો. | ( સહી. )<br>**સી. મેઇન. એમ. એ.**<br>પ્રીન્સીપાલ રાજકુમાર કોલેજ.<br>રાજકોટ. |
|---|---|

---

**Rajkumar College.**
Rajkot.
7—11—18.

Dear Swamiji,

Thank you for your kind letter. I am well in health and hope you and Guruji so also.

Influenza is still serious in Rajkot, but a little better than it was a week ago. I am not foregetting your messages to your friend in Rajkot.

I hope when you come in Rajkot, you will come and call on me; I shall be very glad to see you.

yours sincerely.
(Sd) C Mayne.

તરજુમો.

મુ. વાંકાનેર.

વહાલા, સ્વામી.

આપના તરફથી પત્રના માટે ઉપકાર માનું છું. મારી તબીયત સારી છે. અને આશા રાખું છું કે આપની તબીયત સારી હશે. તેમજ ગુરૂજીની પણ સારી હશે. ઇન્ફ્લ્યુઇન્ઝા રાજકોટમાં ઘણી છે. પણ એક અઠવાડીયાથી કંઇક ઠીક છે. હું આશા રાખું છું કે તમો જ્યાંરે રાજકોટ પધારો તે વખતે મને જરૂર મળશો. હું આપને જોઇને ઘણોજ ખુશી થઇશ.

| રાજકુમાર કોલેજ રાજકોટ.<br>તા. ૭-૧૧-૧૮ | સહી.<br>સી. મેઇન.<br>પ્રીન્સીપાલ રાજકુમાર કોલેજ. |
|---|---|

---

વઢવાણ સીટી. તા. ૧-૮-૧૮

દીવાન સાહેબ મારફત. સ્વામીજી.

મુ. વાંકાનેર.

કૃપાપત્ર માટે આનંદ થયો. હાલ રાજકોટ તરફ જવા સં-

ભવ નથી. ઓચીંતુ જવું થાય તે કહી શકાય નહીં. કાલથી અત્રે વાદળાં છે........ગયા રમજાનમાં ઉપરા ચાપરી ઉપવાસથી તબીયત લગાર નરમ હતી, એમાં પણ ગુપ્તભેદ હશે. આત્માનું બળ શારીરિક બળથી મહાન શક્તિમાન છે. દીવાન સાહેબને સલામ, ગુરૂજીને પ્રણામ.

**સૈયદ સમસુદીન કાદરી.**

ખાન બહાદુર. આઈ, એસ, ઓ, બી, એ, એફ, યુ, બી.

( ઍડમીનીસ્ટ્રેટર વઢવાણ સ્ટેટ. )

રાજકોટ પધારતાં જસદણના ઉતારામાં ઊતરી, બે અઠવાડીઆં રોકાઈ ઘણા ભાવિક ભક્તોનાં કાનમાં, પોતાની શાન્ત વાણીરૂપ અમીરસ રેડી, અમુલ્ય લાભ આપી તેમની માનસિક વૃત્તિને સંતુષ્ટ કરી હતી. આ વખત કાઠિયાવાડના વાલાસાન. મે. અજન્ટ. ટુ. ધી. ગવર્નર લેફ્ટનન્ટ. કર્નલ આર. એસ. પોટીંજર સાહેબ. જ્યુડીસીયલ એલ. ગ્રેહામ સાહેબ, આઈ. સી. એસ. હાલારપ્રાંતના પોલીટીકલ, એજન્ટ, લેફ્ટનન્ટ, કર્નલ, એચ. ડબલ્યુ. બર્ધન સાહેબ, કાઠિયાવાડ પોલીસ સુપ્રીંટન્ડેન્ટ આર. એમ. ફીલીપ્સ સાહેબ, રાજકુમાર કોલેજના પ્રીન્સીપાલ સી. મેઇન સાહેબ, એમ. એ. મીસીસ સ્ટીવનસન, વગેરે યુરોપીયન ઓફીસરો અને ગોંડળના નામદાર યુવરાજશ્રી ભોજરાજજી સાહેબ. માળીઆના પાટવી કુમારશ્રી ગુમાનસિંહજી ઉપરાંત પી. શી. ગોવીન્દન દફતરદાર સાહેબ, વગેરે ગવરમેન્ટ ઓફીસરોએ પ્રસંગોપાત મુલાકાત લીધી હતી, પરિણામે છેડે અમુક કાર્ય પ્રવૃતિમાં મોટા સાહેબનું ચાલુ દુષ્કાળના અંગે પટાવાળા વગેરે નાના પગારદારે અને [illegible]રીબોની થતી હાડમારી તરફ ધ્યાન ખેંચતાં, સાહેબ બહાદુરે [illegible] [illegible]ફીસોના પટાવાળાઓના સંકટ તરફ ધ્યાન આપી, દરેકને [illegible] [illegible]ન્સ અને મોંઘવારી તરીકે, ચાર ચાર રૂપીઆ [illegible]રી

ગરીબો ઉપર મહાન દયા અને દીલસોજીની લાગણી બતાવી આપી હતી. સાહેબ બહાદુરે પોતાને ઉપજેલ સંતોષની લાગણી પત્રારૂઢ કરી લખી મોકલેલ, તે જાણવાને સર્વને એક સરખી ઇચ્છા ઉત્પન્ન થાય એ વાસ્તવીક ધારી, વાચકવર્ગની તૃપ્તિ તરીકે અત્રે અંકીત કરવામાં આવે છે.

પત્ર.

Rajkot, date 21-12-1918,

Svami Jethmallji has been to see me to day he is a very in-telligent and interesting man.

R. S. Pottinger.
Lt. Colonel
Ag Agent to the Governor,
Kathiawad.

તરજુમો.

સ્વામીજી.

આજે મને મળવાને આવ્યા હતા. તેઓ ઘણા બુદ્ધિવાન પુરૂષ છે. અને તેમની સાથે વાતચીતથી મને ઘણોજ આનંદ થયો હતો.

સહી

રાજકોટ. ता. ૨૧-૧૨-૧૮ } આર. એસ. પોટીંજર લેફટન્ટ કર્નલ. એજન્ટ ટુ. ધી. ગવરનર. કાઠિયાવાડ.

પત્ર.

રાજકોટ તા ૨૦-૧૨-૧૯૧૮

પુજ્ય મુની મહારાજશ્રી. ૧૦૮

ઠે. જસદણને ઉતારે.
મુ. રાજકોટ.

આજરોજ હું ઓફીસના કામમાં રોકાએલ હોવાથી સાંજરે ઘર તરફ જઈસ.........આપશ્રી કાલે સવારના આઠથી દશ વાગ્યાની અંદર ગમે તે આપને અનુકુળ વખતે દર્શન આપશો એવી મારી વીનંતી છે.

લી. ધર્માનુરાગી.
**પી. સી. ગોવીન્દનના વંદન.**
( કાઠિયાવાડના દફતરદાર સાહેબ. )

બીજી નોંધ લેવા જેવી બાબત એ હતી કે, સ્થાનકવાશી જૈન સાધુઓને રાજકુમાર કૉલેજમાં ભાષણ આપવાનું માન કોઈને નહીં મળેલ તે માન સ્વામીજીને મળ્યું હતું. પ્રીન્સીપાલ સાહેબનું વલણ ઘણાં વર્ષથી થયેલ તે આપણે અગાઊ સ્થાનિક અને વાંકાનેરવાળો પેગામ વાંચી ગયા છીએ. તે મુજબ સ્વામીજીને મજકુર વ્યાખ્યાન માટે નીમંત્રણ થતાં.

તેઓ સાહેબની ઇચ્છાનુસાર "આપણું કર્તવ્ય" એ વિષય ઉપર પ્રીન્સીપાલ અને સ્વામીજીના પ્રમુખપણા નીચે સ્વામીજીના આજ્ઞાનુસાર તેમનાં શિષ્યે મજકુર ભાષણ આપ્યું હતું. તે વખતે વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારના પાટવી કુમારશ્રી પ્રતાપરાવ, વઢવાણના પાટવી કુમારશ્રી જોરાવરસિંહજી વાંકાનેરના પાટવી કુમારશ્રી પ્રતાપસિંહજી, ચુડા, લખતર, જામનગર, માળીઆ, જેતપુર વગેરેના જાણીતા કુમારો ધરમપુર, નાંદોદ, વાંસદા, આદિ લગભગ ૪૦ ચાલીસ કુમારોની હાજરી ઉપરાંત વીંગ માસ્તરો પૈકી લાઠીના કુમારશ્રી જોરાવરસિંહજી, તથા રાજકોટના કુમારશ્રી ગગુભા, અને બીજા માસ્તરો, મુસાહેબો, પટાવાળા, આદિ કોલેજનો સ્ટાફ, તેમજ કેટલાક

શાહેરીઓ પણ હાજર હતા. જે દેખાવ જૈનોની પૂર્વની જાહોજલાલીનું સ્મરણ કરાવતો હતો. ભાષણના અને બીજી વખતના વ્યાખ્યાન માટે પ્રીન્સીપાલ સાહેબે ખાએશ બતાવી હતી, અને પાછળથી ચોટીલા મુકામે સાહેબે પત્ર લખી પોતાનો અનુરાગ કાયમ હોવા બતાવી આપ્યું હતું. તે સિવાય સાહેબ ઇંગ્લાંડ રજા ઉપર જવાથી ત્યાં ગયા બાદ પણ પોતાનો પ્રેમનો ઝરો પત્રદ્વારા અસ્ખલિત વ્હેવરાવેલ તે પત્રોમાનો, અત્રે એક પત્ર અહિં વાચક વર્ગની જાણ માટે ટાંકવામાં આવે છે.

પત્ર.

18 Homefield Road.
**Manchester**
London. S. W.
9—11—19.

My Dear Swamiji.

Thank you for your interesting letter of the 16th ultimo from Bhadla, with all its news of Kathiawar. I was very glad to get it yesterday. I have not seen Mr. Graham yet but hope to do so shortly in London. My leave is passing away and in about 2 months I shall be starting for India once more. I shall be very much pleased to see all my friends there, of whom you are of course one. Please excuse this short letter.

My greetings to your Gurujee Laojee Swami.

yours Sincerely.

**Sd/ C. Mayne.**

**તરજુમો.**

૧૮ હોમફીલ્ડ રોડ.

માનચેસ્ટર.

લંડન. તા. ૯-૧૧-૧૯

મારા વ્હાલા સ્વામીજી,

તમારો તા. ૧૬-૧૦-૧૯ નો બાડલા મુકામનો આનંદ આપે એવા હેવાલવાળો પત્ર મલ્યો છે. તે બાને ઉપકાર ગ્રેહામ, સાહેબને હું હજુ મલ્યો નથી. પણ ટુંક મુદતમાં લંડનમાં મળીશ એમ આશા છે. મારી રજા પસાર થાય છે અને હવે આસરે બે માસ પછી હીંદુસ્થાનમાં એકવાર ફરી આવવાને હું ઉપડીશ. બધા મિત્રોને ત્યાં મલી રાજી થઇશ તમો પણ અલબત એક પૈકીના છો. ટુંકા કાગળને માટે માફ કરશો. અને તમારા ગુરૂજી લવજી સ્વામીને મારા વંદીત કહેશો.

તમારો દીલોજાન.

**સી. મેઇન.**

પ્રીન્સીપાલ, રાજકુમાર કોલેજ

રાજકોટ.

**પત્ર.**

**Rajkot.**

22—6—18

Swami Jethmallji has been to see me this mor-

ning He is a man of very gracious manners and I have enjoyed his visit very much.

L. Graham.
I. C. S.
( Judicial officer )

**તરજુમો.**

આજરોજ સવારે સ્વામીજી મને મળવાને આવ્યા હતા. તેઓ ઘણી માયાળુ રીતભાતના માણસ છે. અને તેને મળવાથી મને ઘણો આનંદ થયો છે.

સહી.
**એલ, ગ્રેહામ.** આઈ. સી. એસ.
જ્યુડીશીયલ સાહેબ રાજકોટ.

**Rajkot.**
23-12-18.

My dear Swamiji,

I am sorry I was asleep when you came to visit me. I shall be very much pleased to see you this afternoon between 4 and 5 P. M.

yours sincerely
**L. Graham.**
I. C. S.

**તરજુમો.**

રાજકોટ તા. ૨૩-૧૨-૧૮

મ્હારા વ્હાલા સ્વામીજી.

હું દીલગીર છું કે, ગઈ કાલે આપ જ્યારે આવ્યા, ત્યારે હું

-સ્તો હતો. આજે બપોરના ચારથી પાંચની વચ્ચમાં હુ તમોને મળ-
વાને માટે ઘણો ખુશી થઇશ.

સહી.

તમારો સાચો સ્નેહી.

એલ, ગ્રેહામ. આઇ. શી. એસ.

( જ્યુડીશીઅલ. કાઠિયાવાડ. )

પત્ર.

Rajkot.

23-12-18.

Dear Sir,

I shall be probably in Chotila in January or February and may see you then there.

As our natal holiday commences to morrow I shall be out nearly all day.

I could see you here at about 11-30 A. M. tomorrow 24th Instant.

**R. M. Phillips.**

( Police superintendant.
Kathiawar. )

તરજુમો.

રાજકોટ. તા. ૨૩-૧૨-૧૮

વ્હાલા સાહેબ.

હું જાનેવારી અગર ફેબ્રુઆરીમાં, ઘણું કરીને ચોટીલે હઇશ.

અને ત્યારે ત્યાં આપને મળી શકીશ. અમારા નાતાલના તહેવારો આવતી કાલે શરૂ થાય છે. જેથી આવતી કાલે ઘણું કરી બહાર જઈશ. તો પણ આવતી કાલે તા. ૨૪ મીના રોજ લગભગ દોઢ બજ્યે અહીં તમોને મળી શકીશ.

સહી.
**આર. એમ, ફીલીપ્સ.**
પોલીસ સુપ્રીંટન્ડેન્ટ
કાઠિયાવાડ.

**પત્ર.**

July—1—1918.

I have much enjoyed meeting Swamiji Jethmallji. He seems to carry to the full the real commands of Mahavir Swami and really knows his religion. He gave me valuable help for an article I happened to be preparing for the Religion. I wish him all peace and prosperity.

**M. Steevenson.**

**Mrs. Sinclair Steevenson** M. D. D. D.

**તરજુમો.**

આઇરીશ મીશન રાજકોટ. તા. ૧-૭-૧૮

સ્વામીજી ? ને મળીને મને બહુ આનંદ થયો છે. શ્રીમહાવીર સ્વામીની ધર્મ તથા વ્યવહાર સબંધી તમામ આજ્ઞાઓ પૂર્ણ રીતે પાળે છે. અને પોતાનો ધર્મ બરાબર સમજે છે. હું એક ધર્મ તથા

વ્યવહાર સબંધી આર્ટીકલ લખતી હતી. તેમાં મને બહુ સારી મદદ કરી છે. હું તેમની પૂર્ણ શાન્તિને સ્નેહ ઇચ્છું છું.

સહી.

**એમ. સ્ટીવનસન.**

**મીસીસ. સીંકલર સ્ટીવનસન** એમ. ડી. ડી. ડી. શા. સ.

રાજકોટ કાઠિયાવાડ.

આ ઇંગ્રેજ બાનુ મીશનરી એટલે ખ્રીસ્તી ધર્મગુરૂ છે. અને તે આ પ્રાંતમાં બધા પાદરીઓની ઉપરી જેવા વડીલ ગણાય છે. વળી તે ઘણાજ વિદ્વાન છે. ગવરમેન્ટ પણ તેમના તરફ માનની નજરથી જોવે છે. હાલાર પ્રાંતના અને ઝાલાવાડપ્રંતના મે. પોલીટીકલ એજન્ટ સાહેબો અને અન્ય યુરોપીઅન ઓફીસરોએ આ વિદુષી બાનુની મુલાકાત લેવા અમને ખાસ ભલામણ કરવાથી, તેમની મુલાકાત લેવામાં આવતાં, તે બાઈના માટે જે વિચારો બંધાયા હતા, તેનાથી તેમની મુલાકાત વખતે સહસ્ર ગણા ઉમદા વિચારો બંધાયા હતા. કહેવાની જરૂર પડે છે કે, કોઇને શંકા થશે કે, જૈનધર્મ વિષે તે શું જાણતા હોય, એવો તર્ક બાંધનાર પ્રત્યે ભાર દઇ ખુલાસો કરવાનો કે, જૈન ધર્મ વિષે તે બાઈ જે જાણે છે. તેવું ગ્રહસ્થોમાં તો શું પણ સાધુ, પૂરૂષોમાં લગભગ પચીસ ટકા પણ જાણતા હોય તો ? તે બાનુએ "જેનીઝમ ઑફ હાર્ટ" એટલે જૈનધર્મની ઉદારતા, એ વિષય ઉપર એક મોટું અંગ્રેજી પુસ્તક લખેલ છે. તે પુસ્તકનો અભિપ્રાય મોટા મોટા વિદ્વાનોએ આપવા ઉપરાંત યુનીવરસીટીએ ઇનામ આપેલ છે. તે બાઇના વખાણો વખત પત્રો આવે છે. તેમાંનો એક પત્ર કે જે તેમની પ્રવૃત્તિ સુચવનારો છે અત્રે દાખલ કરવામાં આવે છે.

૫૨.

Mrs. Sinclair Stevenson is much grateful to Jethamallji Swami for his kind enquiry and trust he keeps well in spite of the unhealthy surroundings. He will be contented to know that Mrs. Stevenson has just completed an article in Jainworship for the encyclopædia of religion 'orithia' and is engaged in some further article in the Jain religion for the **Challenge** newspaper. She thanks Guruji Lavji Swami also for his kind remembrance.

Irish mission<br>
Rajkot. 22-10-1918. } **Mrs. Steevenson.**

તરજુમો.

**સ્વામી** જેઠમલજી જૈન ઉપાશ્રય.

મુ. વાંકાનેર.

સ્વામીજી !

મીસીસ સ્ટીવન્સન તેમના માયાળુપણે પુછાવેલ ખબર માટે સ્વામીશ્રી જેઠમલજી સ્વામીના ઘણાજ આભારી છે. અને તે આશા રાખે છે કે, ખરાબ હવાવાળા ભાગમાં રહેવા છતાં, શરીરે તન્દુરસ્તી હશે. તમને જાણતાં આનંદ થશે કે, મી. સ્ટીવન્સન "જૈન પુજા" એ નામનો લેખ" એન્સાઇક્લો પીડીયા ઑફ રીલીજીઆં ઓથીકા" નામના ગ્રંથને માટે તૈયાર કરેલ છે. અને "ચેલેન્જ"

નામના પત્રને માટે હાલમાં જૈનધર્મ ઉપરના લેખ લખવામાં રોકા એલા છે. ગુરૂજી સ્વામીશ્રી લવજીસ્વામીએ માયાળુપણે યાદ કરેલ તે બાબતમાં પણ તે તેમનો આભાર માને છે. સહી.

રાજકોટ તા. ૨૨-૧૦-૧૯૧૮ } મીસીસ સ્ટીવન્સન.
એમ. ડી. ડી. ડી. શી.

આ સિવાય અન્ય શહેરીઓ અધિકારીઓ અને વકીલ બેરીસ્ટરોએ ઉતારે આવી લાભ લીધો હતો. તેમાં નીચેના મુખ્ય હતા.

ભાવનગર, લીંબડી, ચુડાના દીવાન સાહેબ. જુનાગઢ અને ગોંડળના માજી દીવાન ખાનબહાદુર બેજનજી શેઠ. તથા રાયજી રા. ડી. બી. શુકલ બેરીસ્ટર-ઍટ-લૉ, રા. સૂર્યશંકર દેવશંકર બેરીસ્ટર, જુનાગઢના ભાયાત બાબી સુલતાન અહમદ ખાનજી અને રીકુટીંગ ઓફીસર જાડેજા દોલતસિંહજી તથા અમરસિંહજી. ખીરસરાના કુમારશ્રી સુરસિંહજી વગેરે એ લાભ લીધો હતો. જે દેખાવ ઘોડાગાડીઓ, મોટરો, સાયકલોની ઉપરાછાપરી આવજાવથી લોકોનું ધ્યાન ખેંચનારો થઈ પડયો હતો.

ચોટીલા પધારતાં કાઠિયાવાડના પોલીસ સુપ્રીટેન્ડેન્ટ આર; એમ, ફીલીપ્સ સાહેબ. રાજકોટથી પધારતાં જૈન સ્થાનકમાં આવી સ્વામીજીના સત્સંગનો લાભ લીધો હતો. અને લગભગ અરધી કલાક રોકાઈ ધર્મચર્ચા કર્યા બાદ અત્રેની "શ્રીલવજી સ્વામી જૈન ફ્રી લાઇબ્રેરી" ની વીઝીટ કરવા લાઇબ્રેરીના મકાનમાં પધાર્યા હતા, ત્યાં પણ પોણી કલાક લગભગ રોકાઈ લાયબ્રેરીને સંગીન પાયા ઉપર લઇજવા મેમ્બરોને બારદઇ ભલામણ કરી ફ્તેહ ઇચ્છવા સાથે રૂા. ૧૦) લાયબ્રેરીનાં ફંડમાં બક્ષીસ કર્યા હતા. આ બનાવે જૈન સમાજ ઉપર ભારે ઉંચી છાપ પાડી હતી. વીઝીટ બુકમાં લખેલ રિમાર્ક વગેરે લાયબ્રેરીનાં

સવંત ૧૯૭૪ ના ત્રીજા વર્ષના વાર્ષિક રીપોર્ટ માં છપાએલ તેજોવા વાચક વર્ગનું ધ્યાન ખેંચવામાં આવે છે. આ પછી તુરતજ સાયલાના નામદાર પાટવી કુમારશ્રી મદારસિંહજી સાહેબ મોટરમાં દર્શનાર્થે અત્રે પધારી જૈન સ્થાનક અને ઉક્ત લાઇબ્રેરીની વીઝીટ લઈ મજકુર સંસ્થાના ફંડમાં રૂા ૧૦) રોકડા અને રૂા ૨૦) નાં પુસ્તકો બક્ષીશ કર્યા હતા. ત્યાર પછી તુરતજ ઝાલાવાડ પ્રાંતના રાવસાહેબ રા. પંથકી, પોલિસ ઈન્સ્પેકટરે સ્વામીજીના દર્શનનો લાભ લેવા સાથે સદરહુ સંસ્થાની વીઝીટ કરી કેટલાંક કીમતી પુસ્તકો ભેટ કર્યા હતા. તે વખતને જ્યાં અમુક સમય નથી થયો તે દરમ્યાન, હાલાર પ્રાંતના પોલીટીકલ એજન્ટ લે,ક, એચ. ડબલ્યુ. બર્ધન સાહેબ કે જેઓ અગાઉ એક કરતાં વધુ વખત સ્વામીજીના પરિચયમાં આવેલ તેઓ સ્વામીજીને મળવા ચાહતા હતા. પણ દરમ્યાન તેઓનું અચાનક વિલાયતમાં રજા ઉપર જવું થતાં પોતે નહીં આવી શકવાથી ચાલતી વખતે પત્રથી બતાવેલ પોતાનો અનુરાગ તેમજ દીલગીરી તે પત્ર સર્વ વાચકવર્ગની જાણ માટે અત્રે સામેલ રાખવામાં આવે છે.

**પત્ર.**

**Rajkot**
19th Janu I8.

I am sorry I could not keep my word and meet you at the chotila Library, your letter has just come yet. I hope to go to my home in England and if I shall return to kathiawar I hope to see you again. With good wishes to your Guruji and your self.

**H. W. Berthon.**

**તરજુમો.**

**રાજકોટ તા. ૧૯ જાનેવારિ ૧૯૧૮**

મારૂં વચન ન પાળી શક્યો તેને માટે દીલગીર છું. અને ચોટીલા લાયબ્રેરીમાં તમને મળી ન શક્યો. તમારો પત્ર ૭ ને હમણાંજ મળ્યો. હા ? મારા વતન વીલાયત જવાની હું આશા રાખું છું. તમને અને તમારા ગુરૂજીને સૌ સારી ઇચ્છા રાખનાર.

સહી.

**એચ. ડબલ્યુ. બર્ધન.**

પોલીટીકલ એજન્ટ હાલાર પ્રાંત.

આ ઉપરથી વાચક વર્ગને તેમનો અનન્ય પ્રેમ અને માણસાઈ માટે સારી રીતે અનુભવ થયો હશે. તે નામદારની જગ્યાએ મેજર એ. એચ. ઈ. મોસ સાહેબની પોલીટીકલ એજન્ટ તરીકે નીમનોક થતાં, તે નામદાર પોતાની મઢમ સાહેબ સાથે રાજકોટથી આવી પહોંચતાં સ્વામીજીની તથા ઉપરોક્ત સંસ્થાની મુલાકાત લેવા પહેલાં પત્રથી પોતાનો આવવાનો વખત લખી મોકલાવેલ તે પત્રને સામેલ રાખવામાં આવે છે.

**પત્ર.**

Chotila date 9—1—1919.

Dear Sir,

I shall be pleased to come and visit your Library at. 5–30 P. M. to day.

your Truly.

**A. H. E. Mosse. Major.**

( Political Agent Halar. )

## તરજુમો.

ચોટીલા. તા. ૯-૨-૧૯.

વહાલા સાહેબ સ્વામીજી ?

હું આપની તથા આપની લાયબ્રેરીની મુલાકાત લેવા આજે સાંજના ૫ ને ૩૦ મીનીટે આવીશ.

હાલાર પ્રાંત.
હું છું આપનો સાચો.
**એ. એચ. ઈ. મોસ. મેજર.**
પોલીટીકલ એજન્ટ હાલાર.

બરાબર મજકુર વખતે સાહેબ અને મેમ સાહેબ બન્ને આવી પહોંચતાં **જૈનો** અને સ્થાનિક તાલુકદારો તરફથી તેમને માન આપવા અગાઉથી રાજકોટનું બેન્ડ ખાસ હાજર રાખવામાં આવ્યું હતું. જે વતી આવકાર તથા વિદાયગીરીનું માન મધુર સરોદથી આપ્યું હતું. પ્રસંગના મુકાબલા માટે પૂર્વકાલના ઈતિહાસ ભણી દ્રષ્ટી કરતાં, રાજપ્રશ્નીક સિદ્ધાંતમાં મહાવીર પ્રભુ પાસે આવેલ સુર્યાભદેવની હાજરી અને પ્રભુ સન્મુખ ભજવી બતાવેલ નાટક તે વખત બત્રીસ બંધ વાજીંત્રોના ઉદઘોષના વગેરે આકર્ષણીય દેખાવનો જ્યારે ખ્યાલ કરીએ છીએ, ત્યારે આપણને તે પ્રસંગની ભવ્યતાને માટે આશ્ચર્ય અને માન ઉત્પન્ન થાય છે. તે આકર્ષણીય બનાવનું ભાન આ વખતનો પ્રસંગ સારી રીતે કરાવતો હતો. જેનો ચિતાર માત્ર પ્રેક્ષકોજ આપી શકે. પરંતુ આપણી એવી એક ખસલત પડેલી છે કે, દરેક કાર્ય જુની આંખેજ જોઈએ છીએ, નહિ કે નવી આંખે. આપણા લોકોની આગળ સેંકડો અને હજારો વરસની વાત કહેશે તો જરૂર તેના ઉપર વિશ્વાસ બાંધી વાળશે. પછી ભલે ને વડવાની જોયેલી હોય, કે કલ્પીત હોય પણ તેમાં ઇતબાર રાખી માથું ધુણાવવા મંડી પડશે. પરંતુ પ્રત્યક્ષ બનાવ ઉપર

કદી પણ ઇતબાર રાખશે નહિ. જો કે શાસ્ત્રમાં ચાર પ્રકારના પ્રમાણ બતાવ્યા છે. જેવાં કે પ્રત્યક્ષ, ઉપમાન, અનુમાન અને આગમ એ ચાર પૈકી પ્રત્યક્ષની કીંમત સૌથી વધારે આંકેલી છે. ત્યારે આપણામાં તેથી ઉલટુંજ જોવામાં આવે છે. જીવતાંની કીંમત નહિ પણ મરી ગયાની કીંમત કરે છે. માવીત્ર કે સબંધીને જીવતાં પાણી પણ પાવામાં ન આવે અને મરી ગયા પછી કાશીએ અસ્થિ (હાડકાં) નાંખવા જાય એવી આપણી એક રૂઢી છે. દરેક વિષયમાં ટીકા અને " ઉંહ " એતો ગળસુતીમાંજ જડેલાં છે. કેટલીક વખત કાંઇક સાંભળવામાં કે જોવામાં જો આવે તો કહેશે કે એમાં શું ?

વિદ્વાનો અને સારગ્રાહી પુરૂષોથી નિન્દકો એથી ઉલટાજ સ્વભાવ વાળા હોય છે. તેઓને કંઇ દોષભરેલુંજ લાગે છે. " ઉંહ ? આમાં શું છે ? " " નોન્સેન્સ " " રબીસ " એ તેઓના સ્વભાવિક ઉદ્દગારો હોય છે. આધુનિક સાહિત્ય પ્રવૃતિઓથી તેઓ સર્વદા અસંતુષ્ટજ રહે છે. અને તેઓ જ્યાં જ્યાં નજર કરે છે. ત્યાં ત્યાં દંભ અને જડતાનાજ દર્શન તેઓને થાય છે.

શું ? એમાં ઉદય થઇ ગયો ? આમ કહેવામાં આવે ત્યારેજ તેને તેનો આફરો ઉતરે છે. પણ આપણે તેને પૂછીશું કે ઉદય શેમાં થાયછે. આપણને મૂળ વિષય તરફ દ્રષ્ટિ કરતાં ઉપરનાં શાસ્ત્રીય ઉદાહરણનો મજકુર પ્રસંગ પુનઃ સ્મરણ કરાવે છે. સાહેબે કેટલીક ચર્ચા કર્યા બાદ પોતાનો સંતોષ જાહેર કર્યો હતો. તે સિવાય દુષ્કાળ માટે નીમાએલ ફેમીન ખાતાના ઉપરી ડબલ્યુ. એમ. પી. વુડ સાહેબ અને રાજકોટ સીવીલ સર્જન બન્ને યુરોપીયન ઓફીસરોએ રસથી ભાગ લીધો હતો. આ બધાને ભુલાવી આપનાર એક મહાન પ્રસંગની અત્રે નોંધ લેતાં હર્ષ થાય છે કે, ઉપરનાં પ્રસંગને જ્યાં હજુ બે દિવસ થવા જાય છે તે

દરમ્યાન તા. ૧૧-૧-૧૯ ના રોજ રાજકોટથી કાઠીયાવાડના વાલા-
સાન. મે એજન્ટ ટુ ધી ગવર્નર લેફટન્ટ કર્નલ આર, એસ, પોટીંજર
સાહેબ બહાદુર, પોતાના મેમ સાહેબ સાથે મોટરમાં આવતાં તે નામ-
દારોએ સ્વામીજીની અને ઉપરોક્ત સ્વામીજીના નામની સંસ્થાની
મુલાકાત લીધી હતી. અગાઉથી સ્થાનિક અમલદારો તાલુકદારો અને
ગૃહસ્થોની એકત્ર હાજરીથી ભવ્ય જલસો થઇ પડયો હતો. મકાનમાં
કે બહાર માણસોની ભારે ઠઠ જામેલ જોવામાં આવતી હતી. આખા
ગામમાં એકજ વાત થઇ રહી હતી. આ વખતનો દેખાવ ચીતાકર્ષક
થઇ પડયો હતો. તેની ભવ્યતા અને જાહોજલાલીનો ખ્યાલ વાચકગણ
કરશે. સાથે સાથે કહી લેવા દો કે યુરોપીઅન સરદારોની એકત્ર
લાગણી અને દીલસોજી જૈન સાધુઓમાં જોકોઇએ મેળવી હોયતો વિના
સંકોચે કહેવું જોઇએ કે, આ માર્ગ ખુલ્લો કરવાનું સઘળું માન
આ મહાત્માનેજ ઘટે છે. આજસુધી યુરોપીઅન ઓફીસરો અને
વિદ્વાનો જૈન ધર્મના નીગુઢતત્વો અને જૈન સાધુનો ઉગ્રત્યાગ કીંવા
સાદું અને પરોપકારી જીવન આ બધાથી અજ્ઞાત રહેલ તેની કડવી
જવાબદારીનો બોજો ધર્મગુરૂના શીર જે હતો તે આ મહાત્માના
ઉજ્જવળ ચારિત્ર અને માનસિક પવિત્રતાની તેજોમય રોશનીએ તેઓ-
નાં મન ઉપર જાદુઇ અસરથી સારી રીતે દૂર કરી તે બોજો ઉતારવા
સાથે બીજાઓને પણ આ માર્ગ હમેશને માટે ખુલ્લો કરી આવકાર
દાયક દાખલો બેસાર્યો છે. તે ખાતે જેટલો ધન્યવાદ આપવામ
આવે તે બધો સ્વલ્પજ છે. જૈન શાસ્ત્રમાં ધર્મને દીપાવવાથી મહા-
લાભ બતાવેલ છે. તે એટલે સુધી કે જો માર્ગને મલાવે, દીપાવે, તે
તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરવાનું સૂત્ર ગુંથેલ છે તે અગ્યાર અંગન
પૈકી છઠ્ઠા જ્ઞાતાજીના આઠમા અધ્યયમાં મલ્લીનાથ ભગવાને પોતાન

પૂર્વ ભવે મહાબળના ભવમાં વીશ સ્થાનક જ્યાં સેવ્યાં છે, ત્યાં દ્રષ્ટિ ફેરવી જવાથી જણાયા વિના નહિં રહે કે, તે વીશમા જૈન માર્ગની શોભામાં અભિવૃદ્ધિ કરવાથી તીર્થંકર ગોત્ર બાંધવાનું મુખ્ય ઉપદેશવામાં આવેલ છે. તેમુજબ મહાત્માશ્રી જ્યાં જ્યાં વિચરે છે. ત્યાં ત્યાં જૈન માર્ગની ઉન્નતિ માટે કટી બદ્ધ રહેવા સાથે બનતું કરે છે. ચાલુ દુષ્કાળથી ભાર ખેંચવા અશક્ત નીવડેલ બેલ માટે ૨૦ થી વધુ મણ બોજો નહીં ભરવા ચોટીલા થાણાનાં ૧૦૮ ગામમાં ફોજદાર સાહેબ મી. રતનશાહ ડમરીને ઉપદેશ કરી સરક્યુલર કઢાવ્યો હતો.

ધાંધલપુર પધારવું થતાં ચાલુ દુષ્કાળથી પીડાતાં મુંગાં પ્રાણીઓની સેવા કરવા ઉપદેશ કરવામાં આવતાં, પાંજરાપોળના ફાળામાં તેજ વખતે રૂા લગભગ ૨૫૦) થયા હતા. અહીં પણ ચોટીલાની માફક પાલીઆદથી થાણદાર સાહેબ રા. છોટાલાલ. રાજારામ તથા ફોજદાર સાહેબ. મી. ડોડીઆ. સત્સંગમાં આવતાં તેમને ઉપરનું ૨૦ મણથી વધુ ભાર નહી ભરવાનું ઉપદેશવામાં આવતાં, મજકુર ધોરણ આખા પાલીઆદ થાણામાં દાખલ કરી મુંગાં પ્રાણીનાં દુઃખમાં અપૂર્વ રાહત અપાવી હતી. ખરેખર આવા પારમાર્થિક કાર્યથી આપણા પિતા મહાવીર પ્રભુના દયામય પવિત્ર ધર્મના સિદ્ધાંતો પ્રફુલીત બને છે.

સાયલા પધારવું થતાં ઉપર મુજબ અહીં પણ ચાલુ દુષ્કાળના ભયંકર પંજામાં સપડાયેલ મુંગા પ્રાણીઓ પુરી હાડમારી ભોગવતા હતા. પરંતુ લોકો આ બાબત તદ્દન બે કાળજી ધરાવતા હઇ પાંજરાપોળની સ્થિતિ અસ્ત વ્યસ્ત થઇ પડી હતી. આ બધા માટે સ્વામીજીના દયાળુ કોમળ હૃદય ઉપર જબરો આઘાત થવાથી મુંગા પ્રાણીઓની હૈડે દાઝ ધરી " જીવદયા " એ વિષય ઉપર કાશીવિશ્વનાથની જગ્યામાં જાહેર વ્યાખ્યાન માટે લોકો તરફથી પ્રબંધ કરવામાં

આવતાં તે વખતે નામદાર ઠાકોર સાહેબ વખતસિંહજી સી. આઈ. તથા નામદાર પાટવી કુંમારશ્રી મદારસિંહજી સાહેબ. રાજકુટુંબ અધિકારી મંડળ અને શહેરીઓએ લગભગ ૫૦૦ ની સંખ્યામાં હાજરી આપી હતી. વ્યાખ્યાનના અંતે પાંજરાપોળ માટે તેજ વખતે ખરડો કરવામાં આવતાં નામદાર ઠાકોર સાહેબે રૂા ૧૦૦૦) નામદાર પાટવી કુમારશ્રી મદારસિંહજી સાહેબે રૂા ૫૦૦) તેમના પાટવી કુમારશ્રી કરણસિંહજી એ રૂા ૭૫) કુમારશ્રી દેવીસિંહજી એ રૂા ૫૧) કુમારશ્રી દીપસિંહજી એ રૂા ૫૧) અને દીવાન સાહેબ રા. મોહનલાલભાઈ જસરાજ ફીકાણીએ રૂા ૫૧) ભર્યા હતા. બાકી શહેરીઓના હિન્દુ મુસલમાન થઈ એકંદર રૂા ૪૦૦૦) ચાર હજારનો ફાળો થયો હતો. આવી રીતે મુગાં પ્રાણીના દુઃખમાં રાહત કરી આપી હતી. આ ઉપરાંત સાયલાથી મૂળી સ્ટેશન સુધી દોડતા ભાડુતી ટપાના ઘોડા નબળા હોવા ઉપરાંત તેને પાંચ પાંચ બેસારૂઓને લહી. સાત ગાઉના ગાળે દોડવાનો જબરો તડાકો પડતો હતો, તેથી તે બિચારા ઘોડા પૂર્ણ દુઃખી હોવા છતાં તેની વકીલાત કરનાર કોઇપણ નહીં નીકળવાથી, નામદાર ઠાકોર સાહેબને મજકુર ગુજારવામાં આવતું ઘાતકીપણું અટકાવવા માટે બાર દઇ સૂચના કરવામાં આવતાં, તેજ વખતે નબળા ઘોડા કમી કરવા અને સારા ઘોડા ખરીદવા તેમજ ત્રણથી વધુ બેસારૂ ન બેસારવા સ્ટેટ તરફથી સરકયુલર કાઢવામાં આવતાં પાંજરાપોળની આબાદી સાથે ઉક્ત ઘોડાના દુઃખનો જલદી અંત આવી ગયો હતો. આખ્યાન ખેંચનાર સ્તુતીપાત્ર કાર્યની નોંધ મુંબઇ સમાચાર પત્ર તા. અંકકમાં તથા કાઠિયાવાડ ટાઇમ્સ બુધવાર તા. માર્ચ ૧૯૧૯ ના અંકમાં. જૈનકોન્ફરન્સ પ્રકાશ પત્ર, વીર શાશન ઉદય માસિક તા. ૧૨-૪-૧૯૧૯ શનીવાર પુસ્તક ૧ લું અંક ૫-૬-૭ વગેરે

વર્તમાન પત્રોએ લીધી હતી. તે જોવાથી ખ્યાલ આવ્યા વિના નહીં રહે. આ વખતે મૂળીના શ્રાવકો આગ્રહ પૂર્વક મૂળી તેડી જતાં મૂળીના નામદાર ઠાકોર સાહેબ હરિશ્ચંદ્રસિંહજી કચેરી મંડળ સહિત સ્વામીજીના દર્શનાર્થે જૈન સ્થાનકમાં પધારતાં લોકોમાં ભારે આનંદ ઉત્પન્ન થયો હતો. જાહેર મીટીંગ માટે જૈનો તરફથી તાલુકા સ્કુલના મકાનમાં ગોઠવણ કરવામાં આવતાં અહીં પણ પાંજરાપોળની સ્થિતિ સાયલાની માફક દયાજનક થઇ પડી હતી, તેના નિભાવ માટે એક સારા ફંડની આવશક્યતા લોકો તરફથી જણાવવામાં આવતાં, દુષ્કાળ પીડીત ઢોરોનાં સંરક્ષણ થવાની જરૂરીઆત લક્ષ્યમાં રાખી તાલુકા સ્કુલના મકાનમાં જાહેર વ્યાખ્યાન આપવામાં આવતાં તે વખતે નામદાર ઠાકોર સાહેબ, ઓફીસરો ભાયાતો, અને અન્ય ગૃહસ્થોએ લગભગ ૫૦૦) ની સંખ્યામાં હાજરી આપવાથી મેળાવડો દબદબા ભર્યો થઇ પડ્યો હતો. વ્યાખ્યાનના અંતે પાંજરાપોળ માટે એક ફાળો કરવામાં આવતાં નામદાર ઠાકોર સાહેબે રૂા. ૫૦૦) તથા નામદાર ઠાકોર સાહેબના મામા રાણાશ્રી કેસરીસિંહજી એ રૂા. ૫૧) દિવાન સાહેબ ખોડાભાઇ એ રૂા. ૫૧) અમદાવાદના જાણીતા વકીલ મી. ડભોલકરે રૂા. ૫૧) ઉપરાંત ભાયાતો અને શહેરીઓનાં થઇ રૂા. ૪૦૦૦) નો એકંદર ફાળો થયો હતો. જેથી ખોડાં ઢોરને અભયદાન મળ્યું હતું.

ખાટડી પધારવું થતાં ત્યાંપણ તેજ પગલું ભરવામાં આવતાં નાનું ગામ હોવા છતાં ખોડાંઢોરના રક્ષણાર્થે ઉપદેશ કરવામાં આવતાં, તેજ વખતે રૂા. ૧૯૦) ની રકમ ઉભી કરવામાં આવી હતી. તેમાં મુખ્ય ફાળો તાલુકદારોનો હતો. જેમાં રૂા. ૨૫) કુમારશ્રી વાઘુભા

બાલુભા રૂા. ૨૫) રાણાશ્રી જીવાનસિંહજી ગોવિંદસિંહજી ઉપરાંત અન્ય ભાગદારો અને ગામેજીની નાનીમોટી રકમો થઇહતી, અહીં પાંજરાપોળનું મકાન નહિ હોવાથી સ્વામીજીના ભક્ત કુમારશ્રી જેઠુભા, અખુભાએ રખડતા ઢોરો રાખવા વર્યાદ થતાં સુધી પોતાનો ઉતારો વેપારીઓને કાઢી આપ્યો હતો, સત્પુરૂષોના સત્સંગથી શું શું લાભની અભિવૃદ્ધિ નથી થઇ શકતી ? તે ઉપરના ઉદાહરણ પરથી સહેલાઇથી જોઇ શકાય તેમ છે. ત્યાંથી વઢવાણના રામપુરા પધારવું થવાથી વઢવાણના મે. એડમીનીસ્ટ્રેટર ખાન બહાદુર સૈયદ સમસુદીન કાદરી સાહેબ ખાસ સ્વામીજીના દર્શનાર્થે વઢવાણથી મોટરમાં આવતાં તેમના હાથથી કેટલાંક પરોપકારી સાર્વજનિક કાર્યો થવાથી મંગળ વરતાયો હતો. તે વખતના થયેલાં કાર્યો તે પૈકી નોંધ લેવા જેવાં મુખ્ય બે કાર્યો હતાં તેમાં એક જૈન ઉપાશ્રયને અંગે અમુક જમીનની શ્રીસંઘને જરૂર હતી. તે સ્વામીજીની રૂબરૂ તે નામદારને અરજ કરવામાં આવતાં તેજ વખતે તેમની લાગણીને માન આપી મજકુર માગણી મંજુર કરી તેમની ઇચ્છાનુસાર નવાજીસ કરવામાં આવી હતી. અને પાંજરાપોળ માટે દયાજનક થઇ પડેલી સ્થિતિ પ્રત્યે ઉપદેશ કરવામાં આવતાં તેજ વખતે ફાળો કરવામાં આવતાં લગભગ ૫૦૦) રૂા. થયા હતા.

નોંધ લેતાં વધુ ખુશાલી ઉત્પન્ન થાય છે કે, સ્ટેટ અને મહાજનની વચ્ચે અનુરાગ ઉભો થવાથી તે તકનો લાભ લઇ મુસલમાન બીરાદરોએ પરા પૂર્વથી નહીં થયેલ તે કરવા એટલે કસાઇની દુકાન લાવવા હીલચાલ શરૂ કરી હતી. પણ એડમીનીસ્ટ્રેટર સાહેબે મજકુર પગલું નહીં ભરવા સ્વામીજીને પ્રથમ આપેલા વચન મુજબ તે વચનનું અરેખર પાલન કરી તે કૃત્યને ધિક્કારી કાઢી ન વીસરી શકાય તેવું

પગલું ભરી પોતાની વડાઇનું ભાન કરાવ્યું હતું. આકાર્ય ખરેખર તેમનાં મોટાઇપણાનું, દયાળુ લાગણીનું, સૌજન્યતા, ગંભીરતા અને અમીરાઇ, એ બધાનું ભાન કરાવે છે. ગુણ માથે ગુણ કરવો એ અમૃતનું પાન કરવા બરાબર છે. પરંતુ અવગુણ ઉપર ગુણ કરવો એ કડવા વિષના કટોરા ઘોળીને પીવા જેટલુંજ કઠીણ છે. કાદરી સાહેબની આ પ્રશંસાપાત્ર ઉદાર અને દયાળુ રાજનીતિ માટે ધન્યવાદ ઘટે છે. અન્ય અધિકારીઓ પણ આવા કડવાશના વખતમાં પણ પોતાના અધિકારનો ગેર ઉપયોગ નહીં કરતાં કાદરી સાહેબનું અનુકરણ કરી પોતાના અમલને શોભાપ્રદ બનાવશે. જેની નોંધ કાઠિયાવાડ ટાઇન્સ બુધવાર તા. ૨૩ એપ્રીલ ૧૯૧૯ માં લીધી હતી. વઢવાણ કેમ્પ ખાતે પણ ઝાલાવાડ પ્રાંતનાં પોલીટીકલ એજંટ કોન્ડન સાહેબ. ગરાસીઆ કૉલેજનાં પ્રિન્સીપાલ મી. એચ. રોબર્ટસ સાહેબ. ડીપોટી સાહેબ. રોબીન્સ. બેન્જામીન. થાણાદાર, શિરસ્તેદાર, દાક્તર વગેરે ગવરમેન્ટ અધિકારીઓએ લાભ લેવા ઉપરાંત સાહેબે કુમારોને ઉપદેશ કરવા આમંત્રણ કરેલ તે ઉપરથી સદરહુ કુમારો સમક્ષ કોલેજમાં "વિદ્યાર્થીજીવન" એ વિષય ઉપર બીજી વખત ભાષણ આપ્યું હતું. તે વખતે માસ્તરો, મુ સાહેબો, વગેરે સ્ટાફ હાજર હોવાથી મેલાવડાનો ભભકો સારો બનેલ જોવામાં આવતો હતો. આ સિવાય મહાવીર જયંતી કેમ્પ ખાતે નહીં પળાતી હોવાથી હમેંશના માટે મહાવીર જયંતી ચૈત્ર સુદ ૧૩ ના દિવસે વેપાર ધંધો બંધ રાખી પાળવાનું ધોરણ દાખલ કરવામાં આવતાં તે તારીખે પાખી પળાવી સ્વામીજીના પ્રમુખ પણા નીચે એક મેલાવડો એકઠો થતાં " મહાવીરનું ચરિત્ર " એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. તે

વખતે અન્ય ૧૨ મુનીઓનો એકત્ર હાજરી જૈનો જૈનેતર મોટી સં-
ખ્યામાં હાજર હોવાથી મેળાવડો દબદબા ભર્યો થઇ પડયો હતો.
વીના શંકોચે કેવું પડે છે કે, મહાવીર જયંતીને અજવાળામાં લાવનાર
જો કોઇ પણ હોય તો તે સ્વામીજી જ છે. જામનગર. વઢવાણ.
જેતપુર ધોરાજી, અને વાંકાનેરં વગેરે થઇ લગભગ ૨૦૦ ગામમાં તે
ધોરણ દાખલ કરાવી ૧૩ તેરસ ને જાહેરમાં મૂકી છે, તેની ટીપ કક્કા
વાર ગામોની આગળ આપવામાં આવશે. તે ભણી દ્રષ્ટિ ફેરવી જવાથી
ખાત્રી થશે. મજકુર ધોરણ દાખલ કરાવતાં ઘણુંઓની ઇતરાજી વોરવી
પડી હતી. ગ્રહસ્થોને પોતાનો ધંધો બંધ રાખવો પડે એ હરગીજ
ટાઢ વાય એ બનવા જોગ છે. પણ અમારા મુની મહારાજોથી પણ
મહાવીર જયંતી અને રાજા મહારાજાઓ તેમજ યુરોપીયન ઓફી-
સરોની જબરી લાગવગ જોઇ કેટલાક જવાસાની માફક બળવાં ઉપરાંત
પોતાની પ્રકૃત્યાનુંસાર ખરાબ હવા ફેલાય ચૂક્યા હતા. પરંતુ
મહાત્માશ્રીએ આ બધા તરફ ધ્યાન નહિં આપતાં પોતાની પવિત્ર
ફરજ બજાવી છે. સંકટ અને લોકો તરફ બેદરકારીપણું રાખ્યા વિન્યા
કદી પણ કોઇ કાર્ય બનતું નથી. એક વિદ્વાન કહે છે કે—આખી
દનીયામાં ફરી આવેલા એક મુસાફરને જોઇને ઇંગ્લાંડના એક વિદ્વાને
પૂછયું કે દુનીયામાં સામાન્ય રીતે બધા માણસ શાને ચાહે છે. ?
ત્યારે તેણે ઉત્તર આપ્યો કે આળસ્ય જ, રાજા તથા રંક, વિદ્વાન તથા
મૂર્ખ, સુધરેલા તથા જંગલી, સર્વને મહેનત વિના ફળ મળતું હોય
તો ભોગવવાની બહુ ઇચ્છા હોય છે. પણ મહેનત વિના કંઇ મળતું
નથી. આખી દુનીયાને અધોગતિએ લઈ જનાર આળસ્ય જ છે. આળસે
કોઇ દુનિયામાં નામના કરી નથી. તે કરનાર નથી. આળસે કોઇ

દિવસ ઘર બંધ્યું નથી, ડુંગર ઉંથાગ્યો નથી. ગઢઘેર્યો નથી. કે ગ્રંથ ગુંથ્યો નથી. આળસ્ય જ ભાર રૂપ છે. દુઃખ રૂપ છે. બેડી રૂપ છે. નિરાંત ફુરસદ તે પણ કીંમત આપ્યા વગર વહોર્યાં હોય તો કડવી ઝેર જેવી લાગે છે. ફુરસદની કીંમત મહેનત પરંતુ મહેનત પછી ફુરસદ મીઠી લાગે છે. આગળ અને પાછળ ફુરસદની બન્ને તરફ કામ હોવું જોઇએ એમ હોયતો જ તે મીઠી લાગે છે. નહિં તો દુઃખ ઉત્પન્ન કરે છે.

ખેદનો વિષય છે કે આપણા વર્ગમાં જે સમય અને શક્તિનો નિંદા અને ઇર્ષાના માર્ગેજ ખરચ કરવામાં આવે છે, તેને બદલેજો સામાજીક, વ્યવહારિક અને ધાર્મિક સેવાના સન્માર્ગે જો ખરચવામાં આવે તો ભવિષ્યમા મહાન લાભ થઈ શકે. આપણે જે ફળ અત્યારે ખાઇએ છીએ તે આપણા શિસ્ટ પૂરૂષોનાં વાવેલાં વૃક્ષના છે. તો આપણે પણ ભવિષ્યની પ્રજા માટે બીઇ વાવવા જોઇએ. આપણે જે ગ્રંથો ઇતિહાસો અને લેખો વાંચીએ છીએ તે બધાં બીજાનાં વાવેલાં વૃક્ષોના ફળ ખાવા જેવું કરીએ છીએ. બલ્કે આપકર્મી નહિં પણ બાપકર્મી છીએ જેમ કે.

કેટલાક ખેડુતો પોતે અન્ન પેદા કરે છે. અને તેમાંથી પોતાનો નિર્વાહ કરે છે. એટલુંજ નહિં પણ બીજી આખી દુનિયાને પોતાનું ઉગાડેલું અન્ન ખવરાવી જીવાડે છે. તેમ કોઈ એક વિચારવાન, વિદ્વાન, વિચાર રૂપી અન્ન પોતે પેદા કરી તેથી પોતાનો આ સંસારમાં અચ્છી રીતે નિર્વાહ કરી દુનિયાના ઇતર માણસોનાં પૂસ્તકોનાં કોથળા ભરી ભરી લોકોને ત્યાં મોકલી તેમના મન રૂપી શરીરને જીવાડે છે. ખેડુતો આપકર્મી છે, તેનું પકાવેલું અન્ન ખાનાર બાપકર્મી છે.

વિદ્વાનો આપકર્મી છે. તેના વિચાર જાણી પોતે વિચાર પુષ્ટ થાનારા બીજા આપકર્મી છે. કેટલાક માણસો બીચારા ખેતી કરતા નથી પરંતુ કરેલી ખેતીનો પાક લોકોને ત્યાં પહોંચાડવાને ગાડામાં ભરે છે. ને પછી તેનું માત્ર ભાડું લે છે. તેમ કેટલાક ભાડુતી વિદ્વાનો પોતે મનરૂપી ખેતરમાં કાંઇ વિચાર રૂપી અન્ન પેદા કરતા નથી, પરંતુ બીજાના વિચાર મગજ રૂપી વખારમાંથી ભરી પુસ્તકોના કોથળામાં નાંખી પછી બીજાને ત્યાં વહેંચે છે. આ વર્ગના માણસો વિદ્વાન નથી પરંતુ વિદ્વાનના કેટલાક વિચારરૂપી અન્નને લોકોને ત્યાં પહોંચાડનારા ગાડાવાળા છે, આ ભાડુતી વિદ્વાનો પણ આપકર્મી છે. કારણકે પોતાને વિચાર કરતાં આવડતાં નથી માત્ર બીજાના કરેલા વિચાર પહોચાડવા મજુરી મળે તે ઉપર નિર્વાહ ચલાવે છે. કેટલાક માણસો તો વિચારવાન વિદ્વાનની જાહેર ખબર વેચનારા છે. અને માત્ર તેના ઉપર પોતાનું પણ કાંઇ કહે છે. એટલે પોતે તો એકે વિચાર કરે નહીં પણ બીજાના વિચારોમાંથી ફોનોગ્રાફની માફક સભામા બોલી જાય, આવાં ફોનોગ્રાફીક કહેવાતા વિદ્વાનો પણ આપકર્મી છે. કારણકે પોતાના મગજમાં એક પણ વિચાર તેઓ કરતા નથી પણ બીજાના કરેલા વિચાર પોતે લખી જાય છે, યા બોલી જાય છે. આવા કહેવાતા વિદ્વાનો પણ બાપકર્મી છે.

માણસ શબ્દનો અર્થ મનન કરનાર વિચાર કરનાર એટલે કે હું કોણ? અને આ શરીર દેખાય છે. તે શું? માટે એની સાથે શો સબંધ છે. વગેરે વિચારે તે માણસ. બીજું જે માણસો પોતે વિચાર નથી કરતા ને બીજાના વિચાર ઉપર દોરાય છે તે હજુ માણસ થયા નથી પણ પશુ. જે બીજાથી દોરાય તેમ દોરયા જાય છે. તથાપિ જે માણસ પોતે વિચાર કરતો નથી અને બીજાના વિચાર પ્રમાણે ચાલતો નથી

તેની અપેક્ષાએ મહાત્મા પુરૂષના અનુયાયી થઇ દોરાવું તે શ્રેષ્ટ છે.

જ્યારે સંવત ૧૯૭૫ ના ચૈત્ર સુદ ૯ ને તા. ૧૦-૪-૧૯ ના રોજ વીરમગામ અને અમદાવાદમાં મૂર્ખ લોકોએ કરેલ હુલ્લડ વખતે આખા દેશમાં અશાન્તિ ફેલાએલી હતી. એ વખતે ॥**विरूध रजाई कमे** ॥ એ જૈન ધર્મના પવિત્ર સિદ્ધાંત મુજબ તે વખતે સ્વામીજીનું વઢવાણ કેમ્પ ખાતે મુકામ થયેલ તે દરમ્યાન લોકોને કોઇ જાતની મૂર્ખાઇ ભરેલ નીચ પ્રવૃતિ ન સેવવા ઉપદેશ આપવામાં આવ્યો હતો. અને તેમાં ખાસ કરી જૈન ફીરકામાં તો તેને માટે સભ્યતાથી વર્તવાને વ્યાખ્યાન વખતે ઘણાંઓને પ્રતીજ્ઞાઓ પણ કરાવવામાં આવી હતી. એટલુંજ નહીં પરંતુ જ્યાં જ્યાં વિચરવું થયેલ અને થાય છે તે તે સ્થળે ઇતિહાસિક દાખલાઓથી બ્રીટીશ રાજ્યની વાઘ અને બકરીને એક આરે પાણી પીતાં કરી લોકોને અખંડ શાન્તિ અને સુખ તેમજ ધર્મ વિષયમાં દરેકને મરજી મુજબ વર્ત્તવાની રાજનીતિનું પ્રત્યક્ષ ભાન કરાવી લોકોને વફાદારીનો પાઠ શીખવવા પોતે બનતું કરેલ હતું અને કરે છે. તે ખબર સ્થાનિક અમલદારો પૈકી મે. ડીપોટી સાહેબ વગેરેને પહોંચતાં જૈન સાધુઓની વફાદારીનું ઉમદા ભાન થયું હતું. તેની અસર કાઠિયાવાડના વાલાસાન મે. એજંટ ટુ. ધી ગર્વનર અને જ્યુડીશીયલ સાહેબ સુધી થયેલ તે વખતના તેમના આવેલ માયાળુ પત્રને અત્રે ટાંકવામાં આવે છે.

પત્ર.

Dear Swamiji,

I was glad to hear from your letter of the 10th inst that you have been assisting the authorities by using your influence to restrain

the mob during the excitement of the riots at Viramgam.

The people who instigate these riots are very foolish and have caused great distress to many poor innocent families, the loss of grain and grass intended for Kathiawar on that occasion has been very difficult to make good and it is true duty of every right thinking man to do his best to prevent such disorder.

I am glad to think that you and your Guruji have been helpful.

With good wishes.

Yours sincerely.
**R. S. Pottinger.**
Ag. Agent to the Governor,
Kathiawar.

**Camp-Mangrol**

27-5-1919.

My dear Swamiji,

I was very glad to get your letter of the 22nd. inst. from Chotila and to know that you and your Guru Swami Lavji had done good work in helphing the people quiet at Wadhwan

people in your position who are good friends to the government and move about freely among the people can do excellent service on such occasions.

Yes, it is true that I go to England, leaving Rajkot about 16th June, and I do not know when I shall return to India. I have no hope of returning to Kathiawar.

Mr. Mayne left Rajkot for England at the beginning of May and he now must be in England. The best address both for him and me in England be the address of our banker.

I shall be very glad to hear from you while I am in England. My best salams to you and Swami Lavji.

Yours sincerely.
**L. Graham.** I. C. S.
Judicial Assistant
Kathiawar

વઢવાણ શહેર થી રાજપરના મેનેજર સાહેબ મેરૂજીભાઈ બી, એ, એલ, એલ, બી, આગ્રહ કરી રાજપર લઈ જતાં બે દિવસ સુધી ત્યાં રોકાયા, તે દરમ્યાન અવાર નવાર ઉપાશ્રયમાં આવી મહારાજશ્રીના સત્સંગનો લાભ લેતા હતા. ત્યાંથી—

ધ્રાંગધ્રા પધારતાં તા. ૧૫ અને તા.૧૬-૩-૨૦ના રોજ હીઝ હાઇનેસ મહારાજા રાજ સાહેબ ધનશ્યામસિંહજી બ્હાદુર કે,સી, આઇ, ઈ, અને દીવાન સાહેબ રાજરાણા ઝાલા માનસિંહજી સી,આઇ. ઇ, તથા ચીફ રેવન્યુ ઑફીસર સાહેબ કુમારશ્રી સબળસિંહજી ભાઇ તથા રેવન્યુ આ. હુ ધી દીવાન રાયજાદા બાલુભા સાહેબ વગેરે સ્ટાફે સત્સંગ નો લાભ લેવા સાથે ચાતુર્માસ પોતાના પાટનગરમાં રોકાઇ જવા ઉપરાંત મે. દીવાન સાહેબે એક સરક્યુલર કેમી કાઢી, ઔદાર્ય, ગાંભીર્ય, પ્રેમાળતા અને સમભાવના મુત્રાને સાદર પોષણ આપ્યું હતું. અને તેની એક નકલ મહારાજશ્રી તરફ જાણ થવા મોકલેલ તે અત્રે વાચક ગણની દ્રષ્ટી સન્મુખ રજુ રાખવામાં આવે છે.

## સરક્યુલર ડેમી.

મહારાજ શ્રી લવજી સ્વામી તથા જેઠમલજી સ્વામી આ સ્ટેટના ગામોમાં જ્યાં જ્યાં નિવાસ કરવાના હોય તે તે ગામોમાં ઉતારાનો બંદોબસ્ત કરવા આ. વહીવટદારોએ ધ્યાનમાં રાખવું.

General Branch, Huzur office: Secretariat. — તા. ૧૫-૩-૧૯૨૦. સહી. બાલુભા પથુભા. For દીવાન ધ્રાંગધ્રા, સ્ટેટ.

અલબત આ દાખલો પૂર્વ સમયમાં ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુને ઇંદ્ર મહારાજે તેમના શાસનના સાધુઓને માટે ભરતખંડની ભૂમિની અંદર જે અનુજ્ઞા આપી પોતાનો પૂજ્ય ભાવ વિદિત કર્યો હતો. તે પ્રાચિન દાખલાને પુનઃ સ્મરણ કરાવવા સાથે રા. દીવાન સાહેબની પૂજ્ય બુદ્ધિ અને જૈન સાધુઓનું ગૌરવ સૂચવે છે. સમાજમાં અને ધર્મમાં મોટા માણસોની હાજરી અને લાગણી હોય તે કાર્ય કેવા સ્વરૂપમાં ઝળકી નીકળે છે. તેનો આ એક સજ્જડ

પુરાવો છે. જેઓને કેવળ વાતો, નીંદા અને ઇર્ષા કરવાનો ચેપ લાગેલ છે. તેને માટે તો આ પગલું તેના હૃદયને આઘાત અને આત્મ ખુન કરવા બરાબર થઇ પડે એ વાસ્તવીક છે. કીન્તુ જે ગુણજ્ઞ અને કર્તવ્યનીસ્ટ પુરૂષો છે. તેને આ કાર્ય સાધક પુરૂષોના ઉત્સાહને ટેકા રૂપ ઉચ્ચ વિચાર અને ઉચ્ચ ભાવના ઉત્પન્ન થયા વિના નહીંજ રહે. આ કાર્ય માટે ખરેખર મગરૂબ થવા જેવું છે.

આ વખત વઢવાણ તાલુકદારી ગીરાશીયા સ્કુલના માજી પ્રીન્સીપાલ, **એસ. એ. સ્ટ્રીપ** આ સ્ટેટના ગેસ્ટ થયેલ તે વખતે તેમણે પણ અગાઉની માફક સાદર, સહૃદય મુલાકાત લઇ પોતાની યાદી લખી મોકલાવેલ તે આ સ્થળે ટાંકવામાં આવે છે.

**પત્ર.**

Swami Jethmalji has been known to me for many years and...........has left off the world, flesh and the devil.................he is a man of sound views on most matters and professes loyalty to the British Raj.

17-3-20 } Sd/. S. A. STRIP,
Ret. Supdt T. G. School.
Wadhwan Camp.

જસદણના ઍડમીનીસ્ટ્રેટર ગી. નસરવાનજી બેજનજી ડમરી તથા હજુરશ્રીના ભાણેજ અને સાળા ધાધલ દાદભાઇ નાજા તથા પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ ગીડા વાદેર ભાઇ રાવત વગેરેનો સ્વામીજી તરફ પૂર્ણ અનુરાગ હઇ વખતો વખત તે બધાઓ તરફથી સ્વામીજીને

પોતાના ગામ જસદણ પધારવા વિનંતિ પત્રો આવેલ તે પૈકી રાજકોટમાં પોતાના દરબારી ઉતારામાં ઉતરવા સબબનો એડમીનીસ્ટ્રેટર સાહેબનો આવેલ પત્ર તે વાચક ગણને જાણ થવા અહિં લખવામાં આવે છે.

પત્ર.

જા. નં. ૫૯૮.

**સ્વામીશ્રી,**

આપના તા ૮-૧૦-૧૯ ના પત્રમાં આપ રાજકોટ પધારવાના હોઇ ત્યાંનો દરબારી ઉતારાનો ભાગ ઉતરવા માટે આપવા બાબતનો આવતા મળ્યો. જવાબમાં લખવાનું કે, આપ જ્યારે રાજકોટ જવાના હો તે વખતે અમારા ત્યાંના વકીલને ખબર આપશો કે, ઉતારાનો ભાગ તમને ઉતરવા માટે કાઢી આપશે. અહિંથી વકીલને પરબારૂ લખવામાં આવ્યું છે.

જસદણ.
તા. ૧૩-૧૦-૧૯.

Chhelshanker L. Bakshi.
(કેર) ઍડમીનીસ્ટ્રેટર,
જસદણ.

સંવત ૧૯૭૫ની સાલનું ચાતુર્માસ જામનગરના મ્હાલ ભાડલા પધારતા ત્યાંના મુળ ગીરાસીયા તાલુકદારો દરબાર શ્રી ખાચર રાવત ભાઈ તથા મણિભાઇ વગેરે દરબારો, અમલદારો પૈકી પેડોક સુ. દાક્તર ટી. કે. વગેરે ઉપરાત જૈનેતર લગભગ ગામની બધી કોમ અવાર નવાર રસથી ભાગ લેતી થવાથી વ્યવહારીક, સામાજીક અને ધાર્મિક યોગ્ય સુધારા થવા ઉપરાંત કેટલાક દુર્વ્યપનો જેવા કે જીવહિંસા, દારૂ, પરમાટી અને અન્ય કુટેવોનો ઘણાઓએ ત્યાગ કર્યો

છે. ચાતુર્માસના અંતે વિહાર દરમ્યાન ભાવિક દરબારો, જૈનો અને જૈનેતર વ્યક્તિ મળી લગભગ ૧૨ ગૃહસ્થો સ્વામીજી સાથે પઠળી ચાલી આણંદપુર સરધાર અને રાજકોટ વગેરે સ્થળે વિદ્યાર્થિઓને સાથે લઈ જાહેર ભાષણો અને રેસીટેશનો કરાવી ઉદ્યોત કર્યો હતો.

સંવત ૧૯૭૬ વીર સંવત ૨૪૪૬ ની સાલનુ ચાતુર્માસ વઢવાણ શહેર કરવામાં આવતા, ત્યાંના નામદાર ઠાકોર સાહેબ જોરાવરસિંહજી બ્હાદુરે અવાર નવાર લાભ લેવા ઉપરાંત, મહારાજશ્રીના દર્શનાર્થે આવનાર મિજમાનોની સ્ટેટ તરફથી યોગ્ય સરભરા કરવા ખાતે હુકમ કરેલ હતો, અને તે દરબારી ગેસ્ટહાઉસમાં ઉતારો આપવામાં આવતો હતો. તે સિવાય સ્વામીજીને માટે વઢવાણ સ્ટેટના ખાતાનો દરબારી ઉતારામાં ઉતરવા સબબનો એક સરક્યુલર કાઢવામાં નામદાર હજુરશ્રીએ ફરમાન કરેલ તે ઓર્ડરની નકલ વાચક ગણની જાણ માટે લખવામાં આવે છે.

પત્ર.

ધી હજુર ઓફીસ વઢવાણ સ્ટેટ.

તા. ૨-૮-૨૦.

મહારાજ શ્રી લવજી સ્વામી તથા જેઠમલજી સ્વામી આ સ્ટેટના ગામોમાં આપને જ્યારે જ્યારે નિવાસ કરવાનો પ્રસંગ આવે ત્યારે ઉતારાનો બંધોબસ્ત કરવા આહીંના રેવન્યુ ખાતાને સૂચના કરવામાં આવી છે અને તે બાબતના ખબર આપને પણ આ પત્રથી આપવામાં આવે છે.

**Anupchand. J. Modi.**

મુખ્ય કારભારી સ્વસ્થાન—વઢવાણ.

ઉપરનું કાર્ય ખરેખર નામદાર ઠાકોર સાહેબની તથા દીવાન

સાહેબ રા. અનોપચંદ ભાઇની સ્વામીજી પ્રત્યેના અનન્ય લાગણીનું નિદર્શન કરાવે છે. આ સિવાય વઢવાણ સ્ટેટમાં જૈનનો એક તહેવાર દરબારશ્રી તરફથી પાળવામાં ન આવતો તે આ ચોમાસામાં અઠીધર અને સંવત્સરીનાં દિવસે કોર્ટો અને હાઇસ્કુલ વગેરે દર સાલ પાળવા ઠરાવ મંજુર કરવામાં આવ્યો છે. આ કાર્યથી જૈનો નામદાર ઠાકોર સાહેબ તથા દીવાન સાહેબના આભારમાં દબાએલ છે. વગેરે માં લોકોમાં ભારે ઉત્સાહ અને હર્ષની લાગણી પ્રસરી હતી. નામદાર ઠાકોર સાહેબ ઘણા માયાળુ, દયાળુ અને પ્રજાપ્રિય હઇ ધાર્મિક અને જનહિત સાધવાનો એક ઉચ્ચત્તમ યોગ સાધવાની ઉમદા તક મળી હતી. તેમની માફક ઇત્તર રાજ્યવંશીઓ પણ યોગ્ય કરવા ચુકશે નહીં. આ વખતે નામદાર ઠાકોર સાહેબના કમ્પેનીયન મી. આર. પી. હેનસ્ટાક સાહેબ કે જેણે ઠાકોર સાહેબ અને પ્રજામા પોતાના ઉમદા ખવાસે (સ્વભાવ) ઉચ્ચી છાપ પાડેલ છે. તેઓ પણ વખતો વખત સ્વામીજીના સત્સંગનો લાભ લેતા થયા હતા. તેમણે વખતો વખત સ્વામી. ઉપર લખેલ નોટ તે પૈકી એક પત્રને અત્રે ટાંકવામાં આવે છે.

**Wadhwan City.**

9 8-1920.

My dear sir,

Very many thanks for your letter and enclosures I have read them with interest and am glad to hear that the exposition of your principles is meeting with success I return the

enclosures herewith for the perusal of which many thanks again.

Yours sincerely.
**R. P. Henstock.**

**તરજુમો.**

**વઢવાણ શહેર.**
તા. ૯-૮-૨૦.

મ્હેરબાન સાહેબ,

તમારા પત્ર માટે ઘણો આભાર માનું છું. અને તેને મેં પ્રેમથી વાંચેલ છે. અને આપના સિદ્ધાંતોના ખુલાસાને ફતેહ મળતી જાય છે. તે સાંભળીને હું ખુશી થાઉં છું.

આ સાથે તે પત્રો પાછા મોકલું છું, જેના વાંચન માટે ફરીથી ઘણો ઉપકાર માનું છું.

તમારો માયાળુ,
**આર. પી. હેન્સ્ટૉક**, કૅપ્ટન;
( કમ્પેનીઅન વઢવાણ ઠાકોર સાહેબ. )

સિવાય સાયલાના નામદાર પાટવી કુમાર શ્રી મદારસિંહજી સાહેબ તથા ચુડાના નામદાર ઠાકોર સાહેબ જોરાવરસિંહજી તથા મોરબીના પ્રીન્સ હરભમજી સાહેબના પાટવી કુમારશ્રી રણજીતસિંહજી, અંકેવાલીયાના દરબારશ્રી મનુભા તથા કાળુભા અને અન્ય મીજબાનો દર્શનાર્થે આવતા દેખાવ રમણીય થઇ પડયો હતો. કુમારશ્રી જાલમસિંહજી માધવસિંહજી સાહેબ પણ અવાર નવાર લાભ લેતા હતા. અને તેમણે પણ દર્શનાર્થે આવનાર મિજબાનો માટે યોગ્ય સત્કાર કરેલ હતો. મુંબઇ પ્રેસીડેન્સી બોરીંગ ખાતાના સુપરવાઇઝર

મી. બૉલ સાહેબે એકથી વધુ વખત મુલાકાત લહી યોગ્ય સંતોષ બતાવેલ જેની યાદી તરીકે તેમના એક પત્રને અહીં ઉતારવામાં આવે છે.

પત્ર.

Dear Swamiji,

Please accept our thanks for the book you so kindly sent us, which is both instructive & interesting. I hope to see you when I next visit this place & to understand more of your unselfish life work.

With good wishes,

Wadhwan City, 31-8-1920

I am
Yours sincerely,
C. E. BALL
Mie. Supdt. Boring works.
Bombay Presidency.

તરજુમો.

વહાલા સ્વામીજી,

તમે જે ચોપડીઓ મોકલી તેને માટે હું તમારો આભાર માનું છું. જે ઘણી શીખામણ વાળી અને રસથી ભરપુર છે. જ્યારે બીજી વખત હું આ જગ્યાએ આવીશ ત્યારે તમારી મુલાકાત લેવાની આશા રાખું છું. અને તમારૂં પારમાર્થિક જીવન રહસ્ય જાણી ખુશી થયો છું.

હું છું તમારો માયાળુ,
**શી. ઇ. બૉલ.**
બોરીંગ સુપ્રવાઇઝર મુંબઈ પ્રેસીડેન્સી—**ભરૂચ.**

રાજકોટથી હાલાર પ્રાંતના પોલીટીકલ એજન્ટ આર શી. બર્ક સાહેબ સ્વામીજી પ્રત્યે અનન્ય પ્રેમ ધરાવે છે. જેમણે સ્વામીજીના ફરનાનથી કેટલાક પારમાર્થિક કાર્યો કરી ઘણાઓને અભયદાન આપેલ છે. તેમાં એક કાર્ય પ્રસંશા પાત્ર કરેલ છે. તેમના પેલા ઘણા પત્રોમાના એક પત્રને અત્રે જગ્યા આપવામાં આવે છે.

**પત્ર.**

**Rajkote.**
6-6-1920.

Dear Jethmalji,

Your letter of the 30th Ult I was glad to hear from you and hope you are having pleasant journeyings.

We returned from Balachedi the other day and find Rajkote very hot in comparison. Balachedi was delightfully cool.

With kind regards,
Yours sincerely,
(Sd) **R. C. Burke.**

**તરજુમો.**

**રાજકોટ.**
તા. ૬-૬-૧૯૨૦.

વ્હાલા જેઠમલજી,

તમારો ગયા મહીનાનો તા. ૩૦ મી તારીખનો પત્ર મળ્યો. અને તમો આનંદ દાયક મુસાફરીઓ કરો છો તેવું સાંભળીને હું

ખુશી થયો છું. અમે ગયા દિવસે બાલાચડીએથી આવ્યા છીએ અને રાજકોટ તેની સરખામણીમાં ગરમ (ગામ) છે. બાલાચડી આનંદ આપે તેવી ઠંડી જગ્યા છે.

તમારો વિશ્વાસુ,
**આર. સી. બર્ક.**
( પોલીટીકલ એજન્ટ હાલાર પ્રાંત. )

આવી રીતે જૈનધર્મની દાઝ હૈડે ધરી, સ્વધર્મોદયનાં સંગીન કાર્યો તરફ તેમની દિનપ્રતિદિન ઉંડી લાગણીઓ વિકાસ પામતાં, સ્વામીજીએ ઘણોજ સ્તુતિપાત્ર પ્રયાસ કર્યો છે. તે મહાત્માના મગજમાં ઉદ્વિચારો જ રમી રહ્યા છે. તેમાં પણ

**સ્વામીજીના પ્રયાસનું સંગીનપણું.**

સનાતન જૈનધર્મના ઉત્કર્ષ માટે હૃદયમાં સતત રટના થવા ઉપરાન્ત સ્વબુદ્ધિ તથા પોતાની સઘળી જ્ઞાનશકિત પોતાના શિષ્ય વર્ગને તેમજ અન્ય સંપ્રદાયોના મુનિઓને અંતઃકરણની લાગણી પૂર્વક જ્ઞાન આપવાના પ્રશંસનીય કાર્યમાંજ ખરચિ ઘણા ગૃહસ્થોને તેમજ ત્યગી-ઓને રસ ચખાડયો છે. જ્ઞાનના સંબંધે તે મહાપુરૂષનું એવું માનવું છે કે જ્ઞાનના તબકાથી અનભિજ્ઞ રહેલા લોકોને કદી પણ શ્રેયની શ્રેણી ઉપર લઈ જઈ શકાશે નહિ. એમ તે મહાત્માએ દરેકને ઉચ્ચ ધ્વનિથી જણાવવા ઉપરાંત મોટા મોટા નગરોમાંના, શાન્તિભુવન જેવા ઉપાશ્રયોમાં સેવકોના ખમા ખમા શબ્દોની ધ્વનિના રાગમાં મગ્ન થઇ શેષકાળ-ચાતુર્માસાદિ સમય ગુજારવો તે કાંઇક મુસ્કેલ વાત નથી. પરન્તુ ઉષ્ણ ઋતુમાં ગામડામાં તપી રહેલાં છાપરાઓમાં રહી અજ્ઞાન વર્ગને ધર્મોપદેશ કરી ખરા જ્ઞાનનો લાભ આપવો એજ ખરી મુસ્કેલી છે. તેઓ પોતે તો સુખ કે દુઃખનો કાંઇ પણ તફાવત ગણ્યા

સિવાય તેમજ તેનો વિચાર પણ મનમાં નહિ લાવતાં હમેશાં અડગ વૃત્તિથી કાર્ય કરે જાય છે એજ તેમની સાત્ત્વિક વૃત્તિ અને નિર્મળ બુદ્ધિનો પુરાવો છે. તેઓનું ચારિત્ર જેટલું નિર્મળ છે તેટલુંજ બીજા ભાવી જીવોને સન્માર્ગે દોરનારૂં, ધર્મોદ્ધારમાં પ્રયત્નશીલનઅને સનાતન જૈનધર્મને ઉજ્વળ સ્વરૂપે દર્શાવનારૂં નીવડયું છે. એમની જીંદગીનો સઘળો ભાગ પાપી આત્માને પવિત્ર બનાવવામાં રોકાયેલો છે. સત્ય વાણી, સત્ય ઉપદેશ, અને સત્ય આજ્ઞા સાથે નિરાભિમાનીપણું અને મૃદુતા એજ એમની અલૌકિક ખુબી છે. ધનાઢયોની પરવશી કરી તેમને મીઠું બોલી તેમની ખુશામત કરવી એ વાત તો સ્વપ્ને પણ આવતી નથી. અને તેથી તે મહાત્મા આજે ચારિત્રના માર્ગમાં સ્થિર રહ્યા થકા શુકલપક્ષના ચંદ્રની પેઠે દિનપ્રતિદિન ચારિત્ર કળામાં વૃદ્ધિગત થતાં આજે શરદ ઋતુના ચંદ્રમાની પેઠે નિર્મળ ચારિત્રપ્રભાવથી પ્રકાશિત છે.

મજુરી વિના જીંદગીરૂપ બગીચામાંથી ખુશબોદાર પુષ્પો અને ફુલની આશા રાખવી એ વ્યર્થ છે એ કડિ પુનઃ
પ્રયત્ન કરવા જીંદગીરૂપ સાંકલ યત્નની કડીમાંથી બનેલ છે તેનું દિગ્દર્શન તથા સ્વશક્તિના મધુર ફળનું આપણને આસ્વાદન કરાવે છે. આવા કાર્યો માટે આપણે તે મહાત્માનો આભાર માનવો ઘટે છે. તેઓએ આવી રીતે ધર્મોદય કરી બતાવ્યો છે.

અલબત્ત ધર્મગુરૂઓના બોધથીજ ધર્મ ફેલાવી શકાય છે. એમ બૌદ્ધોએ પણ સિદ્ધ કરી આપ્યું છે, અને તેનું ક્રિશ્ચિયન પાદરીઓએ બહુ સારી રીતે અનુકરણ કરી બતાવ્યું છે, અને તે એટલું બધું કે આપણે તેમના ઉપદેશકોની નકલ કરવી જોઇએ. ક્રિશ્ચિયન પાદરીઓ પોતાનો ધર્મ ફેલાવવાને જે મહેનત કરે છે, જે અભ્યાસ કરે છે,

જેટલો પૈસો ખરચે છે, જે દૂર દેશાવર મોકે છે, જેટલી જીંદગી જોખમમાં નાંખે છે, અને પ્રસંગ પ્રાપ્ત થતાં જીંદગી પણ ધર્મને માટે અર્પણ કરી દે છે, તેમ આપણે પણ કરવું જોઇએ. મહારાજા અશોક રાજાએ ધર્મ ફેલાવવા નિમિત્તે પોતાના એક કુમારને તથા એક કુંવરીને મંદિરના પુજારીઓ તરીકે સ્થાપી ઉપદેશના કાર્યોમાં જોડી સીલોન વિગેરે દૂર દેશાવરમાં મોકલી આપી ઉપદેશ કરી હજારો મનુષ્યોને બૌદ્ધ બનાવી બૌદ્ધની જાહોજલાલી ફેલાવી હતી, અને ક્રિશ્ચીયનો વિગેરેના સમાજોનું બળ કેટલું બધું વધ્યું છે ? ઇંગ્લાંડથી જ્યારે વેપારીઓ આપણા દેશમાં વેપાર અર્થે આવ્યા ત્યારે અંગ્રેજોની આ દેશમાં જેમ રાજ્યસત્તા નહોતી, તેમ ધર્મ સત્તા પણ નહોતી; પરંતુ ધીમે ધીમે તે કંપનીએ વિજય મેળવી ઇ૦ સ૦ ૧૮૫૮ ની સાલમાં જીતીને હિન્દને બ્રિટિય સત્તાને હવાલે કર્યો, ત્યારથીજ રાજધર્મ તરીકે ક્રિશ્ચીયન પાદરીઓએ પગ પેસારો કર્યો રાજસત્તામાં જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ ધર્મસત્તામાં પણ પુષ્કળ વધી ગયા, અને આજે તેની મહેનત તરફ દૃષ્ટિપાત કરવાથી આપણને સહજ ભાન થશે કે હિંદુસ્તાનમાં સંવત ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે ૬૦૦૦૦ સાઠ હજાર હિંદીઓને ક્રિશ્ચીયનો બનાવ્યા હતા. તેઓ ગરીબ ને નિરાધાર માણસોને શરૂઆતમાં કેળવણી આપી તે જોડે આર્થિક મદદ પણ આપે છે, અને રાજકીય નોકરીમાં પણ તેઓને જોડે છે. દુનિયા ઉપર તેની કેટલી સંખ્યા હયાતી ભોગવે છે તેનો સતાવાર રીપોર્ટ નીચેના આંકડા બતાવી આપે છે. ઇશાઈ ધર્મ એટલે ખ્રીસ્તી ધર્મની સંખ્યા લગભગ ૪૧ કરોડ માણસની છે, જેના મુખ્ય દેશો જેવા કે ઇટાલી, ફ્રાન્સ, બેલઝીયમ, સ્પેન, પોર્ટુગાલ, આસ્ટ્રેલીઆ, જર્મની, એશીયા, અમેરિકા, બ્રીટીશ, બેટો ઇંગ્લાંડ,

સ્વીડન, હોલાંડ અને ડેન્માર્ક આદિ દેશોમાં તેઓનું ધર્મ રાજ્ય પ્રવર્ત્તી રહ્યું છે.

મુસલમિન ધર્મની સંખ્યા લગભગ ૧૭,૫૦,૦૦,૦૦૦ સતર કરોડ પચાશ લાખ માણસોની છે, તેનાં મુખ્ય દેશો હિંદ. તુર્કસ્તાન, અરબસ્તાન, આફ્રિકા, આદિ છે.

હિંદુ ધર્માનુયાયીની સંખ્યા, ૨૨,૦૦,૦૦,૦૦૦ બાવીશ કરોડ માણસની છે, અને તે મુખ્યત્વે હિંદમાંજ છે.

બૌદ્ધ ધર્મની સંખ્યા ૩૨,૫૦,૦૦૦, બત્રીશ કરોડ અને પચાસ લાખ માણસની છે, તે મુખ્યત્વે કરીને ચીન, જાપાન, બ્રહ્મદેશ, નેપાલ ભુતાન અને સીલોનમાં છે,

ત્યારે જૈનોની સંખ્યા ઇ૦ સ૦ ૧૮૯૧ માં ૧૫,૦૦,૦૦૦ પંદર લાખની હતી તેમાંથી ઘટી સને ૧૯૦૧ માં ૧૩,૦૦,૦૦૦ તેર લાખ જેટલી રહી; અને તેમાંથી પણ ઘટી સને ૧૯૧૧ ની સાલમાં એટલે વીર સંવત ૨૪૩૭ વીક્રમ સંવત ૧૯૬૭ ની સાલમાં માત્ર ૧૨,૩૪,૦૦૦ બાર લાખ ને ચોત્રીસ હજાર માણસની અડસટવામાં આવી છે, તે પણ ત્રણ ભાગે. જેવા કે શ્વેતાંબર, પીતાંબર અને દિગંબરમાં વહેંચાતા અ.પણી શ્વેતાંબર સ્થાનકવાસી જૈનની વસ્તી ફકત ૫,૦૦,૦૦૦ પાંચ લાખ માણસનીજ છે. દિલગીર કે મુસલમાન ૫ ટકા, હિંદુઓ ૭ ટકા, અને ક્રિશ્ચિયનો ૧૧ ટકા વધ્યા, ત્યારે જૈન ઉલટા ૮ ટકા લગભગ ઘટી ગયા; આવા તીક્ષ્ણ હરિફાઇવાળા જમાનામાં દરેક રીતે સર્વ વ્યક્તિનો ઉત્કૃષ્ટ માર્ગ ખીલવા લાગ્યો ત્યારે આપણે તદન સર્વ તરફ વસ્તુ સ્થિતિ તપાસતાં પશ્ચાત રહી ગયા, એમ થવાનું કારણ જાણવા માગતા હો તો એજ કે આપણે ઘણાજ સંકુચિત દૃષ્ટિ ધારણ કરનારા થઇ ગયા છીએ. એકંદ

આપણા પૂર્વજોના વિશાળ યંત્રને વિસારી દેવાથી માત્ર અમુકજ કર્તવ્ય પાછળ તથા અમુક અમુક ફરજોને વળગી રહી આપણા વિશાળ કર્તવ્યને અમુક હદમાં લાવી મુકવાનુંજ આ પરિણામ છે, તેની સાથે આપણા બંધુઓની અભ્યુદયની ઉજવળ દૃષ્ટિને ગુમાવી બેઠા, અને ધર્મકાર્યોમાં પણ પોતાની સચાઇ અને બીજાની જુઠાઇ એમ પરસ્પર સ્પર્ધા કરવામાંજ પોતાની અમૂલ્ય શક્તિનો ગેરવ્યય થતો આજકાલ અવલોકવામાં આવે છે, તેની સાથે શ્રાવકોમાં પણ એક-ની સ્તુતિ, અને બીજાની નિંદા એમ પોતાના વખતનો ગેરઉપયોગ કરવામાંજ પોતાની ફરજ નહિ સમજતાનુંજ આ સઘળું પરિણામ છે; એ મુજબ ઉભયની હલકી ભાવનાથીજ આપણે અધોગતિએ પહોંચેલા જોઇએ છીએ. એના માટે સર્વે કોઇ કબુલ કરશે કે ભાવના ઉપરજ કર્તવ્યનો, અને કર્તવ્ય ઉપરજ ચડતી પડતીનો મુખ્ય આધાર રહ્યો છે. એના માટે તવારીખ જોઇતું અજવાળું પાડે છે કે રજપૂત રાજ્યની જે અવનતિ થઇ છે તે ફક્ત પરસ્પરના કલહ, કુસંપ અને બેદરકારીનેજ આભારી છે. તેઓના માંહોમાંહેનાં લડવાથી શારીરિક, આર્થીક, અને માનસિક એમ સઘળી શક્તિ નાબુદ થવાથી તેમની આજે અધોગતિ થયેલી અવલોકવામાં આવે છે. આપણે પણ એ મુજબ અવનતિના શીખરે લગભગ પહોંચ્યા જેવા છીએ. છતાં જો હજુ પણ જાગૃત નહિ થઇએ તો ભવિષ્યમાં કેવું પરિણામ ભોગવવાનો વખત આવશે તે કહી કે કલ્પી શકાતું નથી. આ સઘળી દાઝ ધર્મગુરૂઓએ હૈડે ધરવી ઘટે છે. અને એ મુજબ ધર્મગુરૂઓ-નેજ જાગૃત થવાની પ્રથમ દરજ્જે આવશ્યકતા છે એમ સૌકો કબુલ કર્યા વિના રહેશે નહિ. ધર્મગુરૂઓ માથે માબાપ, તથા નિશાળના મહેતાજી તથા રાજ્યસત્તા ધારીઓ કરતા વધારે જવાબદારી રહેલી

છે. એ જવાબદારીજો ખ્યાલ કરી કટીબધ્ધ થઇ પોતાને શીર આવી પડેલી ધરજો બજાવવામાં આવશે તોજ ભવિષ્યમાં ઉદય થશે. જો એક નાવિક જાગૃત હોય છે તો જહાજના સઘળા માણસોને જાગૃત રાખે છે, એક સેનાધિપતિ જાગૃત હોય છે તો સઘળા સેનીકોને જાગૃત રાખે છે. એક દેવ જાગૃત સ્થિતિમાં હોવાથી પોતાના પુજારીઓને સતેજ રાખે છે અને એક નૃપતિ જાગૃત હોય તો આખા રાજમંડલ સાથે પ્રજાને પણ જાગૃત કરે છે. શહેર રક્ષક કોટવાળ જાગતો હોવાથી સમસ્ત શહેરીઓને સાવચેત રાખવા સંરક્ષણ કરે છે, એક ગોવાળ જાગૃત હોય છે તો બધા પશુઓને ઉન્માર્ગે જતાં અટકાવી સહીસલામત ગામમાં પહોંચાડે છે. કહેવત છે કે " ચોકીદાર સિંહ-જો ઉંઘતો હોય તો શું કામનો એના કરતાં જાગતો અને ભસ્તો કુતરો સોગણો કામનો કિંવા કિમતી છે. " પ્રયાસ કરીને જાગૃત કરવાથી મનમાં ખંત રાખીને મચ્યા રહ્યા છે તેમણે વિશ્વને તેમના શ્રમના સુશોભીત વસીકરણ વડે વશ કરી લીધું છે.

એ ઉપનયે જો ધર્મગુરૂઓ જાગૃત થશે તોજ આખો સમાજ જાગૃત થશે. આપણા **જૈન** પૂર્વજો જેવા કે **પુજ્ય ધર્મદાસજી સ્વામી ધર્મસિંહજી સ્વામી** તથા **લોંકાશાએ** શ્રમરૂપ સમશેર વડે જયજયકાર કરીને કીર્તિનો મુકુટ દરેક રણસંગ્રામમાં મેળવ્યો છે. અમર અને અક્ષય કીર્તિના હંગામમાં જયઘોષ બોલાવ્યો છે. આત્મબળના પરાક્રતી દંડ ઉપર ઝીલવાથી જયઘોષનો ઉજવળ નાદ આપણી કર્ણેંદ્રિએ શ્રવણ કરાવી જે પડઘો પાડયો છે તે હજુ ભુસાયો નથી. સંકટ અને શ્રમ સહન કર્યા વગર ઇન્દ્ર રાજાના અશોકવનમાં જવાતું નથી એમ વેદોએ નિમાણ કર્યું છે. ખરા અંતઃકરણની મહેનત માણસ જાતનો મ્હોટાણાં મ્હોટો ગુરૂ જાણવો એવા એવા દુખોત્કંડીત આ-

ત્માઓની ઉન્નતિમાં સ્વભોગ અર્પણ કરવાથીજ મનુષ્ય સુધારાની મહાસિદ્ધિઓ અને કલ્યાણના અદ્ભુત ચમત્કારો પ્રગટ થાય છે, કારણ કે કાબેલીઅતની ખુશબોદાર કલંગી અને આબરૂ ઇજ્જતના ઇલિકાબો ઉંઘવાથી કદી મળી શકતા નથી પણ અખંડ ઉજાગરાથી, નીરંતર ચોકસાઇથી અને સતત પરિશ્રમથીજ મળી શકે છે. મહાપુરૂષોએ રાક્ષસી વિઘ્નો સામા એવા તો શૌર્યથી કષ્ટ ભરેલો શ્રમ ઉઠાવ્યો છે એવું તો યુદ્ધ મચાવ્યા કર્યું છે. કે જેથી તેના વિચિત્ર જીવન ઉપર અદ્ભુત વિલક્ષણ પ્રકાશ પડતો હોય એમ જણાય છે. સંધી સાગરના કિનારે પહોંચી વળવા અપરિમિત પરિશ્રમ ઉઠાવ્યા સિવા આપણે કદી સફળતાના પરિપકવ ફળનું આસ્વાદન કરવા શક્તિવાન થઇશું નહિ એ નિર્વિવાદ બિના છે. યથાર્થ છે કે નસીબ હમેશાં ઉદ્યોગીના પક્ષના ઉભું રહે છે. ઉદ્યોગથી ચળકતી કીર્તિનો કીલ્લો હસ્તગત કરનાર એક નહિ પણ અનેક વીર પુરૂષોનાં ઉદાહરણો મોજુદ છે. દરેક કર્તવ્યના પ્રદેશમાં શ્રમની સારડીએ વિંધાયા વિના કાર્ય સિધિ કદી પણ પ્રાપ્ત થતી નથી. કુદરતના અતી કિંમતી ખજાનામાં રસમય મધપુડાનું મીષ્ટ ભોજન તથા કીર્તિનાં કારણો કદાચ દુઃખરૂપી વાદળામાંથી મોડા પ્રસરે ખરાં પણ છેવટે ગુણપાત્ર નરને તે પોતાના તેજસ્વી છત્ર તળે લીધા વિના રહેતાં નથી; વીચાર શીલ પુરૂષોને જેમ જેમ પોતાના માથા ઉપર વિપતિના ઘા પડતા જાય તેમ તેનામાં જુસ્સાની લાગણીની ગરમી વધતી જાય છે એ આદિ પ્રયત્નશીલ પુરૂષો ઉદય અને આબાદીની રંગભૂમિના સાક્ષાત્કાર દર્શન કરવા સાથે તેઓએ બધી આફતો સહન કરી પોતાનો વિજય કર્યો છે. માનપાનની દરકાર કર્યા વિના તેમજ સુખ દુઃખની ગણના રહિત પોતાની ફરજો બજાવવા કમર કસી હતી તેનુંજ આ મીસ્ટ પ્રીણામ અનુ-

ભવીએ છીએ. તે સઘળા જુદી જુદી જ્ઞાતિ તથા જુદા જુદા ધર્મના હતા, તે વિષે વધારે જોવા કરતા આધુનિક આપણા સાંસારિક વહેવાર પરથી સારી રીતે પુરવાર થાય છે. અનેક પ્રકારના દેવોની માન્યતા તથા મિથ્યાત્વપર્વો તેમજ વિનાશકારી રૂઢીઓ ઘુસી ગયેલી આજે જોવામાં આવે છે તેનું બીજું કાંઇ પણ કારણ નથી, માત્ર જૈન હો તો એજ છે કે તેઓ પૂર્વે ઇતર ધર્મીઓ હતા, પરંતુ તે પ્રભાવશાળી મહાત્માઓએ ધીમે ધીમે મિથ્યા રૂઢીઓમાંથી અથવા અંધકારમાંથી સઘળી બદીને ઉપદેશદ્વારા નાશ કરી સત્યરૂપી ઉજ્વળ પ્રકાશનો આભાસ પાડયો છે. એવા મહા પુરૂષોના પ્રયાસથી આ સઘળા મિષ્ટ પરિણામનું આપણે આજે ફળ ચાખીએ છીએ. તે મિષ્ટફળ જોવાને કેટલો વખત વ્યતિત કરવો પડયો હશે, તેમજ તેઓને કેટલી મુશ્કેલીઓ વેઠવી પડી હશે, તેનો આપણે ખ્યાલ કરવો જોઇએ. કારણ કે જ્યારે કોઇ પણ પ્રકારના કાર્યોનો નવીન આરંભ કરવામાં આવે છે, ત્યારે તેના પ્રવર્તક તરફ વિવધ પ્રકારની વિપતીઓ આડ ખીલીઓ નડયા વિના રહે જ નથી. આંતરિક રીતે અવલોકન કરતાં તે બરાબર દેખાઇ આવે છે. કુદરતની એ રૂઢી ઘણીજ આવકાર દાયક છે, અને એમ ન થાય તો પછી સત્યાસત્યની કસોટી થઇ શકે જ નહિ, અને દુનિયાની સમગ્ર વ્યક્તિ સરખી પંક્તિમાં આવી જવાથી ન્યુનાધિક અથવા ગુરૂ લઘુપણાનો ભેદ રહી શકે જ નહિ, જેથી એવા આશય યુક્ત કુદરતના કાનુનને અનુસરી દરેક નેતાઓ દીર્ઘદૃષ્ટિ વાપરી ગંભીરતા પૂર્વક જનસમાજના સંગીન કાર્યો પ્રારંભવા અને પ્રારંભેલાં કાર્યો અથથી ઇતિ સુધી નીભાવવા કટીબંધ રહે છે તેથી જ એને ઉત્તમ કર્તવ્ય કહેવામાં આવે છે. આ દુનિયામ બીજાનું રક્ષણ કરવા સાથે એક અગત્યનું રહી જાય છે તે એ

છે કે ગરીબડી ધીરજને બરાબર રીતે ખુબ બરદાસ અને કેળવણી વડે ઉછેરવામાં આવે અને પછી એનાં જે ફળફુલ ઉતરે તે જન્મની સ્વાભાવિક બુદ્ધિના કરતાં પણ વિલક્ષણ સ્વાદવાળાં અને સુગંધીદાર નીવડે છે. જગતની વીસાળ નિસાળમાં સંકટ અને શ્રમ એ બે બહુ આકરા ગુરૂ છે પણ તેમની પાસે ધીરજ અને ઉત્સાહ વડે ભણવાથી ઉમદા તાલીમ મળે છે.

એક વખત યુરોપમાં જ્યારે પ્રોટેસ્ટન્ટ લોકો પોતાનો મૂર્તિ-પૂજન વિરૂદ્ધ મત ફેલાવવા લાગ્યા ત્યારે તેના તરફ અનેક વિરોધ મત પડવા લાગ્યા. આત્મા અમર છે એ પ્રમાણે માનનાર ગ્રીક તત્વજ્ઞ સોક્રટિઝને ત્યાંના સરકારે ઝેર આપીને મારી નાખ્યો. ઇસુ ખ્રિસ્ત કે જેની નીતિ ઉચ્ચતમ હતી તેને તેનાં જાતિ યાહુદી ભાઈઓએ શુળીએ ચડાવી પ્રાણ લીધા. હજરત મહમદને આરબોની રંજાડથી મકે મદીને નાસી જવું પડયું. સત્યની ખાતર ગેલેલીઆને મારી નાંખવામાં આવ્યો હતો. જોન ઓફ આર્કને જીવતી બાળી નાંખવામાં આવી હતી, ઇત્યાદિક અનેક દાખલાઓ મોજુદ છે તે ઉપરાંત ધૈર્યની કસોટી ઉપર યુરોપના સોક્રેટીસ નામના વિદ્વાનનો દાખલો આપણી દૃષ્ટિ બહાર નથી. તે ઘણો જ વિદ્વાન અને ધૈર્ય-વાન હતો, તેની ઓરત મહા ક્રોધી હતી. એક વખત સોક્રેટીસ પોતાના મકાન નીચે થઇ પસાર થતો હતો, તેવામાં તેની સ્ત્રીની નજર તેના પર પડવાથી તેને તેનાપર ઘણો જ ગુસ્સો આવ્યો અને તે ગુસ્સાના આવેશમાં આવવાથી પ્રથમ પુષ્કળ ગાળો દીધી. આથી તેને હસવું આવ્યું ખુબ હસ્યો. પોતાના ધણીને હસતો જોઈ તેને ઘણોજ ગુસ્સો થયો. આવી રીતે ગુસ્સાનું અનુપાન મળવાથી પોતાના પતિ ઉપર એંઠવાડ જેવા ગંદાપાણીનું

પાત ઢોળ્યું, તોપણ તે હસ્યો અને બોલ્યો કે વાહ વાહ! કુદરતની કેવી અજાયબ ખુબી છે કે જ્યારે વરસાદ આવવાનો હોય છે ત્યારે અગાઉથી એકદમ વાદળાઓ ગગન માર્ગે ચડી આવી ઘેરો ઘાલે છે અને પછી ખુબ ગર્જના કર્યા બાદ મેઘરાજા પોતાની મુશળધારા નિડરપણે અવનિપર છોડે છે; તેવીજ રીતે આ ઓરતને મારાપર વરસવું હતું. એથી પહેલાં તો ખુબ ગર્જના(ગાળો રૂપી બડબડાટની)ગર્જના કરી ત્યાર પછી પાણીરૂપ મુસલધારાએ મારા શિર વૃષ્ટી કરી મારી ઓરત (સ્ત્રી) કેવી કાર્ય દક્ષતા- વાળી છે વગેરે કહીને આનંદ પામ્યો. પણ તેને ગુસ્સો ન થયો, એ દ્રષ્ટાન્ત સારી રીતે આપણને શીખવે છે કે હમેશાં મહાત્માઓ જનસમાજના સંગીન કાર્યો કરવા તરફ પડતી હાડમારીઓને ધૈર્યતાથી સહન કરી લે છે પણ કદિ પાછો પગ ભરતા નથી એજ તેમની ખુબી છે.

મહાન તત્વેત્તા મહાવીર પ્રભુ કહી ગયા છે કે,—ત્યાંગીઓનો ધંધો ધુળધોયાનો છે; એટલે ધુળધોયા લોકોને જેમ ધુળનો ઢગલો સામટો ધોવે પડે તોપણ તેમાંથી સોનાની એક કણી નીકળે કે વખતે ન પણ નીકળે કે વખતે થોડું ધોતાં ઘણું પણ જડી આવે. હીરાના શોધ કરનાર મોટી મોટી પત્થરની ખાણો તોડે છે પરન્તુ હીરો તો એકાદ કોઇક વખત નીકળે. વખતે ન પણ નીકળે કે પ્રસંગોપાત ખોદતાં વધારે પણ વખતે નીકળે. પરન્તુ તેથી એ બન્ને કદી પણ નીરાશ થઇ પોતાનો ધંધો છોડી દેતા નથી તેમ તેને નકામો કે નિરમાલ્ય ધંધો સમજતા નથી.

તે અનુસાર આપણે પણ માનપાનની લાલસા તેમજ સુખદુઃખની દરકાર કર્યા વિના પોતાની ફરજ બજાવવા તેઓનું અનુકરણ કરીશું તો આપોઆપ આપણે ઉદયના ઉંચા શિખરે પહોંચી શકી શું એ નિર્વિવાદ

છે. આપણા મગજમાં જે સંસ્કારો ઘર કરી રહ્યા છે. જેવાકે અન્ય મતિઓ ને બોધ આપવો નહિં તેમની સાથે સમાગમ કરવો નહિ, તેમની સાથે વાર્તાલાપ કરવો નહિ, અરે છેવટે તેમને ત્યાં જવામાં પણ બાદ ગણવા જેવા મિથ્યા સંસ્કારો ઘુસી ગયાછે તે આપોઆપ નાબુદ થશે, અને તે નાબુદ થયે જૈનોદયની શુભ આશા બાંધી શકાશે વીર પ્રભુએ જૈનોનું કેવું ઉદાર ક્ષેત્ર બતાવ્યું છે? તે આચારાંગજીના અધ્યયન ૪ની ગાથા ૨૨૨માં નીચેનાં સોનેરી વાક્યો ટાંકવામાં આવ્યા છે, તેપરથી સારી રીતે સમજાશે.

## ॥ गाथा ॥

**ए सधम्मे, सुद्धे, णितिए, सासए, समेच्च लोयंखेयन्नेहिं पवेदिए, तंजहा, उट्ठिएसुवा, अणुट्ठिएसुवा, उवरये दंडेसुवा, सोवहिएसुवा, अणोवहिएसुवा, संजोगरएसुवा, असंजोगरएसुवा**

અ, ૪. ઉં ૧. ગા. (૨૨૨.)

**અર્થ**—આવો પવિત્ર અને નિત્ય સાસ્વતો ધર્મ લોક ના દુઃખને જાણનાર સાંભળવા તૈયાર થયેલાઓને નહિ થયેલાઓને, મુનિયોને, ગૃહસ્થોને, ઋષીઓને ત્યાગીઓને, ભોગીઓને, તથા યોગીઓને બતાવ્યે છે.

આ પ્રમાણે કથન ખુલી રીતે અંજવાળું પાડે છે કે જ્ઞાતપુત્ર મહાવીર પ્રભુએ કોઈ પ્રકારના સ્વાર્થ વિના તેમજ માનપાનની લાલસા વિના અને છેવટે સમાજની વરધીના નિરલોભતાથી મહેનતના પણ બદલાની આશા વિના કેઇ જાતનો કર નખી લોકો પાસેથી ધન મેળવી એશઆરામ કરવાની સ્વપ્ને પણ આશા બાંધી ન હતી. માત્ર પરોપકાર નિમિતે અને જગતનો ઉદ્ધાર કરવાના ઉમદા હેતુથી મોક્ષમાર્ગ હમેશને માટે ખુલ્લો બતાવી આપ્યો છે. મોક્ષ મેળવવાના પંદર ભેદ ગણાવ્યા છે. જેની અંદર જૈનતીર્થી તથા અન્ય તીર્થી સ્વલીંગે

તથા અન્ય લીંગ ગૃહસ્થ તથા ત્યાગી મુક્તિ મેળવી શકે છે. એમ કોઈ જાતનો ભેદ રાખ્યા વિના સર્વને છુટ આપેલ છે. જ્યાં જોઈએ ત્યાં અપની અપની ગાયેલ છે, પરંતુ જ્ઞાત પુત્રે ( મહાવીર પ્રભુએ ) નિષ્પક્ષપાતે સત્યને ખુલ્લું કર્યું છે, માત્ર ગાૈણ અને પ્રાધાન્યપણે રાગ અને દ્વેષ એ ઉભય પ્રબળ રિપુઓનો ઉચ્છેદ હોવો જોઈએ અને એ ઉચ્છેદ થતાં અદ્વિતપણામાંજ મોક્ષ બતાવવામાં આવેલ છે. અને એ મુજબ પોતે સામા બચાવના પક્ષકારના વકીલ તરીકે સરખી રીતે સઘળાઓને સત્યનો પ્રકાસ કરી અશુભ માર્ગથી બચાવી અગાધ ઉપકાર કર્યે છેઃ અને છેવટે એ પોતાના પવિત્ર યંત્રને પોતાના પાછળના પ્રતિનિધિઓ તરીકે કામ બજાવનાર ત્યાગીઓ એટલે સાધુઓને સુપ્રદ કરતા ગયા છે એ ફરમાન અનુસાર ત્યાગીઓએ પોતાની ફરજ બજાવવી જોઈએ અને એ ફરજ અદા કર્યા બાદ તેની જવાબદારી ત્યાગીઓ ઉપર રહેતી નથી, મહાવીર કહે છે કે **रागद्वेषादि शत्रुन् जयतीति जीनः** । રાગદ્વેષને જીતે તેજ જૈન છે. જૈનની વ્યાખ્યા ઉપર મુજબ થાય છે. એ વાક્યજ ગુણાનુરાગીપણું તથા સમભાવ વિદિત કરે છે. આજે તો માત્ર જન્મ થતાંજ એ પદ મેળવી લેવાતું જોવામાં આવે છે. તેમાં વળી અમુક જ્ઞાતિમાંજ રજીષ્ટર થયેલા હોય એમ જણાય છે. તેની સાથે બીજાઓ પણ અઘાટ માંડી આપવા માટક અમુકને તે ગ્રાહ્ય છે. ખરેખર ઉભય પક્ષની તે ન સહન થઈ શકે તેવી ગંભીર ભૂલ થતી અવલોકવામાં આવે છે પરંતુ તવારીખમાં આપણે જોઈશું તો આપો આપ જણાશે કેઃ—

રજપૂત રાજાઓ જૈનમતને અનુસરનારા અને માનભરી દૃષ્ટિથી જોતા હતા. થોડા વખત પહેલાં રાજકોટ મુકામે ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ હતી તે વખતે હિંદુસ્થાનના ગૃહસ્થો ગુજરાતી

ભાષા પ્રતિ અનુરાગ રાખનાર અનેક વિદ્વાનો જન્મ્યા હતા. એ પરિષદમાં ગુજરાતી ભાષા જૈનમાંથી ઉત્પન્ન થઇ છે, એ વિષય ઉપરના નિબંધમાં ઐતિહાસિક દૃષ્ટિએ જોઇએ તો જૈનની પ્રબળતા તથા રજપૂત રાજાઓ જૈનમતને અનુસરનારા હતા.

વિક્રમ સંવતની શરૂઆતમાં સિદ્ધસેનદિવાકર થયા છે, તેઓ સંસ્કૃત ભાષાના પ્રબળ અભ્યાસી હોઇ તેમજ તેઓના સમયથી પ્રજાનું વલણ સંસ્કૃત તરફ વળેલું જોઇ તેઓએ ૪૫ આગમો પ્રાકૃતમાંથી સંસ્કૃતમાં ફેરવવાની પોતાની ઇચ્છા પોતાના ગુરૂને જણાવતાં તેઓને તેવી ઇચ્છા કરવા માટે તેને પ્રાયશ્ચિત ( બાર વરસ તપ સહિત તીર્થયાત્રા ) અને એક રાજાને પ્રતિબોધવાળું પ્રાયશ્ચિત આપ્યું. આ વાત મેરૂતુંગ આચાર્યના સંવત ૧૩૬૦ મા લખાયેલા પ્રબંધ ચિંતામણી ગ્રંથમાંછે, અને બીજા ગ્રંથોનામે જીનપ્રભસૂરિના પ્રબંધ કોશ, તથા પ્રભાવિક ચારિત્ર હેમાચાર્યનું પરિશિષ્ટ પર્વ અને હરિભદ્રસૂરિ વીરસંવત ૫૩૫ માં થયા છે તેની આવશ્ય બૃહદ્વૃત્તિમાં પણ આ પ્રસંગ છે કે જેમાં તેને બાર વરસ સુધી સંઘ બહાર કર્યા નું જણાવવામાં આવ્યું છે,

પ્રાચીન શોધકોના અભિપ્રાય પ્રમાણે ચાવડાવંશના વખત માં ગુજરાતની અંદર ચાવડાંઓનું જોર જેટલું હતું, તેના કરતાં સોલંકીવંશીય રાજગાદી ઉપર આવ્યા બાદ ગુજરાતમાં ઘણું જોર સોલંકીઓ વધારી શકયા હતા. અને સોલંકીઓના વખતમાં જૈનીઓનું ધર્મબળ ઘણું જામેલ હતું એટલુંજ નહિ પણ રાજસત્તામાં પણ તેઓનું બળ એટલું બધું હતું કે રાજાઓનો મોટોભાગ જૈની હતો, તેઓના પ્રધાનો અને બીજા કામદારો તથા સેનાપતિઓ પણ બહુધા જૈન હતા.

ચામુંડ રાજા વીરગણી નામના જૈન આચાર્યનો ભકત હતો,

ભોજરાજા પાસે અભયદેવ સૂરીનું ઘણું માન હતું તે બતાવવા તેઓના લખવાં માટે તેઓના લખેલ સિદ્ધહેમ વ્યાકરણ ને સિદ્ધરાજે હાથીની અંબાડી ઉપર ચડાવ્યું હતુ, તે દાખલો બસ છે. સિદ્ધરાજ પછી કુમારપાળ ગાદીએ આવતાં જૈન ધર્મ સ્વીકારી હેમાચાર્યનો શિષ્ય થઈ રહ્યો હતો. મલ્લધારી અભયદેવસૂરી તરફ ગુજરાતનો રાજા કરણ ઘણું માન ધરાવતો હતો. તેણે તેઓને મલ્લધારીનું બિરૂદ આપ્યું હતું. સૌરાષ્ટ્રનો રાજા રાખેંગાર તેઓ પ્રત્યે બહુજ પૂજ્ય બુદ્ધિ રાખતો હતો. અજમેરના રાજા જયસિંહે આ આચાર્યની માગણીથી વરસમાં કેટલાક દહાડા હિંસાનો પ્રતિબંધ કર્યો હતો. સાદંબરીના રાજા પૃથ્વીરાજ પણ આ આચાર્યનો ભકત હતો. કુમારપાળ જૈની હોઈ જૈનીઓનું કેટલું પ્રબળ હતું તે સર્વ કોઈ જાણે છે. કુમારપાળે જૈનમત સ્વીકાર્યો ત્યારથી એક બે સિવાય સઘળા રાજાઓ જૈનમતના હતા. વળી તે સિવાય કર્નલટોડના ઇતિહાસપરથી સાબિત થાય છે કે રજપુત રાજાઓ જૈનોનું કેટલું માન જાળવતા. રજપુતસ્થાનના રજપુત શિરોમણિ મુખ્ય રાજકર્તા મેવાડના મહારાણાએ જૈનોનાં માન પ્રતિષ્ટા જાળવવાના દાખલા કર્નલટૉડે નજરે જોયા હતા એમ તે લખે છે. ચાતુર્માસમાં કુંભાર લોકોએ ચાકડો તથા ઘાંચી લોકોએ ઘાણી બીલકુલ ફેરવવી નહિ એમ હુકમ કર્યો હતો. તથા ઔરંગઝેબના વખતમાં મેવાડમાં રાણો રાજસિંહ રાજ કર્તો હતો ત્યારે તેણે દશ હજાર ગામની અંદર સરદાર પટેલ પટવારી તરફ જીવદયા સંબંધમાં એક ફરમાન બહાર પાડી જણાવ્યું કે રાજ દરબારી ચોર ગુન્હેગાર જે જૈન સાધુઓને શરણે ગયો હોય તો પછી તેને ત્યાંથી બીલકુલ પકડવો નહિ. કર્નલટૉડ સાહેબ કહે છે કે તે વખતે એક લાખ ઘર આ દેશમાં જૈનોનાં હતાં વેપાર રોજગારનો મુખ્ય આધાર જૈનોને હસ્તક

હતો દરબારી અને મુલકી કામદાર ઘણા ખરા જૈન હતા, ઉદેપુર રાજ્યના ન્યાયાધિકારીઓ પણ જૈન હતા. સો વરસમાં આપણી આવી ઉત્તમ સ્થિતિ બદલાઇ જવાનું કારણ શું ? તે કોઇ બતાવી શકશે કે ? જૈનોની આવી ઉત્તમ સ્થિતિ બદલાએલી જોતાં ખચીત દરેક ખરા જૈનનું હૃદય છિન્ન ભિન્ન થયા વિના રહેશે નહિ. આવી સ્થિતિ થઇ જવા માટે આજ કાલના ઉછરતા યુવાનો ધર્મ ગુરૂઓનોજ દોષ પોકારે છે, પણ તેઓ તો તદન જડવાદી બની દૈહિક સુખો મેળવવામાં પોતાના ધર્મની સ્થિતિનો વિચાર કરવા જેટલી પણ ફુરસદ વાળા નથી તો પછી ફરજ બજાવવાની આશાતો કયાંજ રહી. તેઓને તો ખાલી વાતોજ કરવી છે. અને બીજાઓ ઉપર કેવળ આક્ષેપોજ કરવા છે. તેમજ જેઓ આધુનિક કેળવણી મેળવી વકીલ, બરીસ્ટરો, સરજનો, અને મોટા અધિકારીઓ બને છે તેમાંના વકીલો અસીલોને દંભ ભરાવી કાયદાની બારિકીથી કોર્ટના બારણાઓનાં પણ દર્શન નહિ કરેલા ભોળા અને બીકણ લોકોને ગભરાવી કોથળીઓની કોથળીઓ કઢાવવામાં અને ડૉકટરોએ લોકોના ખિસામાં નસતર મારી લાખો રૂપીઆ મેળવવામાં અને અધિકારીઓ પોતાની સત્તાના રોફમાંજ તણાઇ જઇ લોકોને ગમે તેમ ધમકાવી નાણાં કઢાવી પોતાનાં ઘર ભરવામાં પાછું વાળી જોવામાં ન આવે અને ગરીબોની દિલસોજી ખેંચવી તદ્દન ભુલી જવામાં જ્યાં આવે ત્યાં જૈન પદનો અધિકારજ કયાં રહ્યો ? તેઓની રહેણી કહેણી જોતાં ખરેખર માત્ર વાચાજ્ઞાનજ ધરાવે છે. અને તેવા કેળવાએલાઓ વૃદ્ધો ઉપર કૃપણતાનો જે આક્ષેપ મુકે છે તે કોઇ રીતે સહન થઇ શકે તેવો નથી. મોટી મોટી ડીગ્રીઓ મેળવવા પાછળ અને કેવરે પડતા દુષ્કાળોના ભયંકર સંકટ વખતે વૃદ્ધોએ જે આર્થિક ને માનસિક ભોગ આપ્યો છે તે આપણા ખ્યાલ

જાહેર નથી. ગયા દુષ્કાળ દરમ્યાન મુંબઇ શહેરમાંથીજ નિરાધાર પ્રાણીઓના સંરક્ષણઅર્થે લગભગ પાંચ છ લાખ રૂપિયા ખર્ચવામાં આવ્યા હતા, તે બધું સાદી જીંદગી ભોગવતાં વેપારી વર્ગનેજ આભારી છે. પરંતુ મિટિંગોમાં ઉંચા માંચડા ઉપર ઉભા રહી, ઘાંટા કાઢી, કોથળીનાં મોઢાં ખુલ્લાં કરો, ખુલ્લાં કરો વગેરે બુમો પાડનારા આપણા કેળવાએલા બંધુઓએ પોતાને મળતા હજાર પાંચસોના પગારમાંથી એક પગાર એવા ગરીબોના અથવા સમાજના હિત અર્થે અથવા જાહેરના હિત ખાતર ખારો કરી નાંખ્યો હોય એવું હજુ સુધી નોંધ પોથીમાં ભાગ્યેજ જોવામાં આવ્યું હશે, વળી ધંધાદારીઓ પૈકી કેટલાક જે કૃત્ય કરે છે, તે જોતાં ખચિત તેઓ જૈન પદને લાયકજ નથી એમ કહીએતો પણ વ્યાજબીજ છે કીડી, મકોડી મરી જતાં ગાંડા બની જાય છે અને તેમ થતું અટકાવવા સતત પ્રયાસ કરે છે, અને બીજી બાજુ જો દુકાનદાર હોયછે તો ગ્રાહકોનાં ગળાં રેંસવામાં પાછો પગ કરતા નથી. આથી કરી કોઇ દિવસ કોઇ પ્રકારનો ઉદય થઇ શકવાનોજ નથી. એક બાજુ ઉંદરડા જેવા જીવ મરી જતાં તેનું પ્રાયશ્ચિત લેઇ નિર્દોષ થવા અને મોક્ષ મેળવવાની ઉંચી અભિલાષાએ ધર્મગુરૂ પાસે દોડી જાય છે, ત્યારે બીજી તરફ મનુષ્યોના તેમજ સ્વધર્મીઓનાં સંકટો તરફ બેદરકાર રહે છે. વરસને આખરે ગત વર્ષમાં મેળવેલી લક્ષ્મિનો સરવાળો તપાસે છે તેવીજ રીતે ગત વર્ષમાં થયેલા આત્માના પાપાપાપનો અથવા જનસમાજના પરોપકારી કાર્યનો વિચાર કરવા જેટલી પણ ફુરસદ ન મળે એ શું શોચનીય નથી? તમો તમારા બંધુઓ માટે ઘટતું કરવા બેદરકાર રહો છો અને તમોને સ્વધર્મ પ્રત્યે કેટલી દાઝ છે તે તમારા સ્વાર્થી કર્ત્તવ્યોજ કહી આપે છે. જૈન આગમ જ્ઞાતાજી સૂત્ર તરફ દૃષ્ટિ કરતાં

જે વખતે થાવરચ્યા કુમારની માતા થાવરચ્યા ગાથાપતણી કૃષ્ણ વાસુદેવ પાસે છત્ર ચામર આદિ પોતાના પુત્રના દિક્ષા ઉત્સવ માટે યાચવા ગયાં તે વખતે કૃષ્ણ વાસુદેવે પોતે તેના વૈરાગ્યની વાત શ્રવણ કરી અતિશય આનંદ સાથે સઘળું કાર્ય કરવા કબુલ્યું. તે ઉપરાંત જાહેર ઢંઢેરો પીટાવી મુખથી ફરમાવ્યું કે મારા સામ્રાજ્યમાં તમે રહેલા રાજા રાણાઓ તથા રાજકુમારો, રાણીઓ અને શેઠ સેનાપતિ ગમે તેને વૈરાગ્ય થતાં નેમનાથ પ્રભુ સમિપે થાવરચ્યા કુમાર સાથે દિક્ષા લેવાની ઇચ્છા થયે સઘળાને મારી અનુજ્ઞા છે, અને તેમાંના કોઇને અર્થ સંબંધી કફોડી સ્થિતિ સબબ બંધન હોય તો સઘળાને તે મુસ્કેલી દૂર કરવા ઉપરાંત પાછળના તેઓના સ્વજનોને સર્વાંશે રક્ષા કરીશ, અને છેવટ પોતાના જનાનામાં રહેલ પોતાની સમ્રાજ્ઞિઓને પણ તેમના આત્મકલ્યાણના માર્ગમાં પોતાનો રહેલ વિરોધ દૂર કરી પ્રવાસ્રિ આપી પોતાના બંધનમાંથી મુકત કર્યાં; આનું નામ ધર્મની દાઝ તથા પરોપકાર વૃત્તિ કહી શકાય. એવા ઉત્તમ પરોપકારી કાર્યથીજ અને જેના પ્રત્યે અત્યંત અને ગાઢો પ્રેમ રહેલો હોયતે પ્રત્યે પણ નિર્મોહ વૃત્તિ કરવાથી જ તીર્થંકર ગોત્ર ઉપાર્જન કર્યું હતું. નહિ કે, એ ચાર પાંચ સામાયક, ઉપવાસ. યા પોષા કરી નાખવાથી તથા સિધ્ધાંતો વાંચવાથી તીર્થંકર ગોત્ર બંધાઇ જાય. જ્યારે ધર્મની ખરી ગરજ થાય છે, ત્યારે તેને અહંભાવપણું, મારૂં અને તારૂં એ દ્વૈતભાવ બિલકુલ રહેતોજ નથી એ ભૂમિકાના આંદોલનો (વિચારો) ભિન્ન એટલે જુદાજુદા રૂપે ઉદ્દભવે છે. જેવાકે હું તો પ્રભુના પુત્રો માટેજ હું મારૂં હુંપણું ભુલી જઇશ. પ્રભુના સઘળા જીવો ખાતર મારૂં બધું સુખ અર્પણ કરી દઇશ અને તેનાં બધાં દુઃખો હું વહોરી લઇશ. આ બધા મનુષ્યો છે તે મારી ભુજાઓ છે, અને પશુપક્ષીઓ છે, મારા કનિષ્ટ

બંધુઓ છે, પહાડ પર્વતો મારા આનંદનાં સ્થાનો છે, પૃથ્વી મારી સુંદર શય્યા છે, આકાશ મારૂં તીવ્ર તાંપ હરનાર ભવ્ય સુખમય છત્ર છે, અને વાયુ, તેજ એ મારાં ઉન્નત સ્થિતિએ પહોંચાડનાર સખા મિત્રો છે; વનસ્પતિ મારો સાત્વિક આહાર છે, આવી ઉચ્ચવૃત્તિઓ, આવું નિખાલસપણું, આવો અભેદ ભાવ, આવું આત્મિક બળ, અને આવો સ્વાર્થ ત્યાગ, બુદ્ધની આવી વિશાળતા આવું ખાસ અલૌકિકપણું તેનું વર્ણન શબ્દોથી થઇ શકે તેમ નથી, પણ તે અનુભવથી માત્ર જણાઇ શકે, એવી અદ્દભુત સૌંદર્યવાળી તથા સાચા સુખવાળી ભાવના ખાસ પ્રશંસવા યોગ્ય છે, એમ ધાર્મિક જીવન ગાળી નિર્મોહ વૃત્તિ કરી અને સંયમને સાધી, આંતર શક્તિઓ કે જે જ્ઞાન થવાનાં ખરાં દ્વાર છે; તેમના ઉપર સ્વામિત્વ પ્રાપ્ત કરવાથી અને આવી હૃદયની વિશાળતાથી વિશ્વનો કોઇ પણ પદાર્થ પરહિતાર્થે અર્પણ કરવો મુશ્કેલ થઇ પડતો નથી. આપણા ભાઇબંધોને માટે, આપણા ધર્મને માટે અને છેવટ આપણા પોતાનાંજ કર્મ અજમાવવા માટે જ્યારે કાંઇ નહિ કરી શકીએ, ત્યારે શું આપણા માટે બીજો કોઇ કરી દેવાને હતો ? યાદ રાખજો કે આપણા આંતરિક દુઃખો દૂર કરવા માટે કાંઇ આસમાન માંથી દેવો ઉતરી આવવાના નથી, આપણાં ધર્મની અગવડતા અળગી કરવા માટે કાંઇ પરધર્મીઓ કામ આવવાના નથી પરંતુ એ કામ માટે આપણેજ આપણી શક્તિ અનુસાર કરવું જોઇએ અને એમ કરવું એનું નામજ પુરૂષાર્થ છે. પુરૂષાર્થને માટે બહુ મોડું થઈ ગયું છે. હવે આટલી આધેડ કે વૃદ્ધ વયે હું શું કરી શકું એમ કદિ બોલતા નહિ. તમારામાં પણ અનંત બળ રહેલું છે અને તે બળને પ્રગટ કરાવનાર આશા છે. તમે કહેશો કે મારૂં વય ૪૦ ) વર્ષનું છે. હવે મારાથી નવીન

બાબતોનો અભ્યાસ શારીતે થઇ શકે ? હું આ પરમાર્થનું કાર્યશા રીતે કરી શકું ? હવે આ શરીર કયાં સુધી બોજો ધારણ કરી શકશે ? હવે તો દિવસ ઘણા નજદીક આવતા જાય છે પણ જરા સબુર કરો, " એસી, સિફારસ," કભી, પણ મત કરનાં —ચાલતા વિષયના અનુસંધાનમાં કેટલાક ઉદાહરણો આપવામાં આવે છે તે જરા શાન્ત મનથી સાંભળો અને પછી વિચારો કે ગ્રીક વિદ્વાન પ્લેટોએ ભાષાનું પુસ્તક ૮૦ વરસની વયે લખ્યું હતું. અને સાઇમોન્ટાઇડીઝ ૮૦ વરસની વયે કાવ્ય રચવામાં તથા બીજા અનેક હરીફોથી આગળ પડીને ઇનામ મેળવી ગયો હતો, થીયોફ્રેસ્ટસ નામના વિદ્વાને ૯૦ વરસની ઉંમરે મનુષ્યનું ચારિત્ર્ય એનામનું પુસ્તક લખવાનો આરંભ કર્યો હતો, ગેથે નામના જર્મન વિદ્વાને ૮૦ વરસ પછી ફોસ્ટ નામનું લોક પ્રિય કાવ્ય રચ્યું હતું. આતો પ્રાચીન દાખલા કહ્યા પણ હાલમાં લૉર્ડ રીપન ૮૪ વરસની વયે પોતાની ગાડી હાંકવા શીખ્યો હતો, ગ્લાડસ્ટનનું વય મરણ વખતે ૮૦ વરસ ઉપરનું હતું અને છેક છેવટ સુધી તે પાર્લામેન્ટમાં બહુ સારી રીતે કામ બજાવતો હતો. એ ઉપનયે હજુ આપણે મોડું થઇ ગયું નથી. આપણી સ્થિતિનો વિચાર કરવા સાથે ઉદયના કાર્યો તરફ ટટાર થવું જોઇએ. પણ અફસોસ કે આ સઘળી નસીયત કાગળના કટકા ઉપરજ રહેવાની છે. કોઈ કોઇને દાઝે તેમ નથી. કારણ કે જ્યાં સત્યનું સત્યાનાશ ગયું, મૂળમાજ બિગાડ થયો તો ફળ સારાં થવાની આશા ક્યાંથીજ બાંધી શકાય ? જ્યાં પોતાનીજ પાયમાલી થવા બેઠી હોય ત્યાં બીજાનું ભાન ક્યાંથી આવે ? પણ હવે આપણે પોતાની વિશાળ ફરજો અદા કરવા કટીબંધ થવું જોઇએ.

સુભાગ્યોદયે; સ્વામીજીએ કર્તવ્યનું વિશાળ ક્ષેત્ર ખેડી પ્રભાવિક

કર્તવ્યનું ઉચ્ચ ધોરણ આચારમાં મૂકી પૂર્વની સ્થિતિનું દિગ્દર્શન કરવા માટે ભવિષ્યના સૂર્યોદયનાં પ્રકાશિત કિરણો આપણા હૃદય મંદિરમાં પ્રદીપ્ત થવાની શુભ આગાહી કરી છે. અને તેથી જયશ્રી અથવા વિજયશ્રીની શુભાશા બંધાવા માંડી છે સ્વામીજી જો કે જરા-ગ્રસ્ત અને વૃદ્ધ વયે પહોંચવા છતાં, હજુ પણ જાહેર અને જનસમાજને સન્માર્ગે ચઢાવવાનાં કાર્યોમાં ઉલટથી જોડાએલ છે એ ખરેખર તેમની પરોપકાર વૃત્તિ અને મનોબળને આભારી છે. જેમ ડુંગરના ઉંચા શિખરો ઉપર ચઢતો મુસાફર નીચેના સમુદ્રમાં ચાલતાં તોફાનો નિર્ભયપણે અને સ્વસ્થાથી જોતો જાય અને પોતે આગળ ચાલતો જાય તેજ પ્રમાણે મહાપુરૂષોનું પણ મહા નિંદા, ઇર્ષારૂપ સમુદ્રના દુઃસહ તોફાનથી દૂર રહીને ઉંચ્ચ પ્રયાસના શાન્તિશિખર ઉપર રહીને કર્તવ્યના પરમાનંદ સૂર્યના પ્રકાશમાં નીડર મનથી આગળ ચાલવું જારી છે, પોતે પુસ્તકો લખવાના વૃદ્ધાવસ્થા થવાના સબબે હાલમાં થોડાં વર્ષ થયાં આટોપી લીધેલ છે.

સ્વામીશ્રીએ યોગ બલ અને ઇંદ્રીયો ઉપર અસાધારણ કાબુ કરેલો છે. બાલવયથી ભીષ્મ બ્રહ્મચર્ય સમેતચારિત્ર્ય અંગીકૃત કરી યતિ (સાધુ) જીવનને સુંદર ઓપણીથી આદર્શ બનાવેલ છે, અનુકરણીય જીવનચર્યાવિષે સંક્ષિપ્ત શબ્દોમાં કહીએ તો સંયમ માર્ગમાં પારદર્શકતા મેળવી છે. અર્થાત ચીરંજીંદગીમાં અનેક તપ વિધિ આદરવા સાથે વર્ષોના અમુક માસોમાં તો ફક્ત શુષ્કાહાર ઉપર રહી મનોબળને ભારે કસોટીથી સુંદર કસરત કરાવી મનને સ્વાશ્રય કરેલ છે. એક વર્ષ દરમ્યાન મહાવીર પ્રભુના કથિત ઉપનિષદ મંત્રોના ૯૦૦,૦૦૦, નવલાખ મંત્રો (શ્લોકો) ની અશક્ય અને મહાશ્રમે થઇ શકે તેવી સ્વાધ્યાય કર્મની નિર્જરાર્થે કરી આત્મવિનોદથી જીંદગીના

આનંદી સરતોમાં આત્મબલને કસોટીએ ચઢાવી ભગીરથ પ્રયત્ન ઉઠાવી કર્તવ્યની રંગભૂમિમાં ઉમદા ભાગ ભજવ્યો છે, જડવાદીઓ બાલક્રીડાવત્ દુનિયામાના ઉપભોગો માટે વિભાવિક વસ્તુ વડે ભિન્ન ભિન્ન પ્રકારે આનંદ મેળવવા યત્ન કરે છે ત્યારે મહાત્માઓ અર્થાત્ આત્માનંદી પુરૂષો જીંદગીની ભવ્ય રંગભૂમિ ઉપર જડ અને ચૈતન્યના વિશાળ ક્ષેત્રમાં નાના પ્રકારનાં અનુસ્ટાન વડે ઇન્દ્રિયજય અને મનોનિગ્રહ કરી જડ ઉપર સ્વામિત્વ મેળવી તે પ્રમાણે ધીરવીર થઈ આત્મવિનોદથી સુંદર ક્રીડા કરે છે. આજ સુધીમાં સ્વામીજીએ લગભગ બેલાખ શ્લોક લખવા ઉપરાંત દશવિકાલિક સિદ્ધાંતની નવીનઢબથી ગંભીર અર્થ સાથે લગભગ બે હજાર શ્લોકવાળી અપૂર્વ પ્રત મહાન્ પરિશ્રમે પોતાના હાથે તૈયાર કરેલ છે, અને જેનું અવતરણ ઘણા ગૃહસ્થો તથા ત્યાગીયોએ કરેલું છે. સદરહું પુસ્તક શાક્ષાત્ જ્ઞાનનો અપૂર્વ નિધિ છે. એ નિધિમાંથી દરેકને જ્ઞાનનું અમૃત પાન મળે છે. તે ઉપરાન્ત મદનકુમારનો રાસ લગભગ બે હજાર શ્લોકનો પદ્યબંધ' કવિતામાં રચી પ્રજાના વાંચનમાં ઉપયોગી વધારો કર્યો છે; તેમાંની કવિતા ઘણીજ રસમય અને વૈરાગ્યને પ્રફુલ્લિત કરાવનારી છે.

**દોહરો.**

> રસભીંજી શુભ ગુણવતી, ભૂષણ ભૂષિત અંગ;
> બુધજન મન મોહિત કરે, બેઠી તર્ક તુરંગ.

**અર્થ**-શૃંગારાદિ જે નવરસ તેથી ભીંજાયેલી, ઉત્તમ એવા પ્રસાદ, માધુર્યાદિ ગુણ તેથી યુક્ત, ઉપમાનાં પ્રસાદિ કે ભૂષણ તેથી જેનું અંગ શણગારવામા આવેલું છે, એવી તથા તર્ક રૂપી તુરંગ (અશ્વ] ઉપર સ્વાર થયેલી એવી જે કવિતા તે પંડિત જનોના મનને મોહિત

કરે છે. આ ઉપરાંત મહાવીર જયન્તિ માટે પુષ્કળ પ્રયાસ કરી જીંદગી પર્યન્ત ચૈત્ર સુદ ૧૩ તેરશ પાળવા નીચેનાં ગામોમાં હમેશના માટે ઠરાવ પ્રસાર કરાવી મહાવીર જયન્તિ જે પ્રહેલ કરાવવામાં આવી છે તેથી ખરેખર ખુશી થવા જેવું છે.

## ગામોનાં નામ.

(૧) જામનગર
(૨) વઢવાણુ શેહેર
(૩) વઢવાણુ કેમ્પ
(૪) અજમેર
(૫) અણીઆલી (૧)
(૬) અણીઆલી (૨)
(૭) આણીયાળી (૩)
(૮) અકેવાલીઆ
(૯) અરડોઈ
(૧૦) અણંદરા
(૧૧) આણંદપુર
(૧૨) આમરણ
(૧૩) ઉમરાળા મોટા
(૧૪) ઉંચડી
(૧૫) ઉપલેટા
(૧૬) કોટડાસાંગાણી
(૧૭) કોઠારીઆ
(૧૮) કાલાવડ (સીતળાનું)
(૧૯) કેરાળા
(૨૦) કરમડ
(૨૧) કમળેજ
(૨૨) કુડલા
(૨૩) કુકડા
(૨૪) કારીઆણી
(૨૫) કાટકોરા
(૨૬) કંથારીઆ
(૨૭) કટારીઆ
(૨૮) કેરાળા
(૨૯) કેરાળું
(૩૦) કોઠી
(૩૧) ખઢેરા
(૩૨) ખાટડી
(૩૩) ખાંભડા
(૩૪) ખીજડીઆ
(૩૫) ખેરાળી
(૩૬) ખીંટલા

(૩૭) ખરેડી
(૩૮) ખાખીજાળીઆ
(૩૯) ખાંડીઆ
(૪૦) ખીરસરા
(૪૧) ખંભલાવ
(૪૨) ખાખરાથળ
(૪૩) ખેરાણુ
(૪૪) ખેરાણુ
(૪૫) ગોસળ
(૪૬) ગોમટા
(૪૭) ગુંજાર
(૪૮) ગુંદીઆળા
(૪૯) ગળથળ
(૫૦) ગેડી
(૫૧) ગુંદીઆવડા
(૫૨) ગરાંભડી
(૫૩) ગુંદાળા
(૫૪) ગુંદા
(૫૫) ઘણાદ
(૫૬) ઘુંનડા
(૫૭) ચુડા ( ઝાલાવાડ )
(૫૮) ચંદરવા
(૫૯) ચચાણા
(૬૦) ચાચકા
(૬૧) ચાણુપુર
(૬૨) ચરેલ
(૬૩) ચારણીઆ
(૬૪) ચીરોડા
(૬૫) ચોકડી
(૬૬) ચેલા
(૬૭) ચંગા
(૬૮) ચરખડી
(૬૯) ચુડા ( સૌરાષ્ટ્ર )
(૭૦) છત્રીઆળા
(૭૧) છોડવડી
(૭૨) છલાળા
(૭૩) જેતપુર (કાઠીરાજ્ય)
(૭૪) જામખંભાળીઆ
(૭૫) જાળીઆદેવાણી
(૭૬) જોડીઆ બંદર
(૭૭) જામકંડોરણા
(૭૮) જામમેવાસા
(૭૯) જેતલસર
(૮૦) જશાપુર
(૮૧) જાંબુ
(૮૨) જાખણ
(૮૩) જોધપુર
(૮૪) ઝોબાળા

(૮૫) ઝાંઝરકા
(૮૬) ઝમર
(૮૭) ઢુવા
(૮૮) ટોકરાળા
(૮૯) ટંકારા
(૯૦) ડોળીઆ
(૯૧) ડેરવાળા
(૯૨) ઢુવા
(૯૩) તલસાણા
(૯૪) ત્રાડીઆ મોટા
(૯૫) ત્રણેતર
(૯૬) થાણાંગાલોળ
(૯૭) દેવળીઆ
(૯૮) દેવપુરા
(૯૯) દેડાદરા
(૧૦૦) દરોદ
(૧૦૧) દાણાવાડા
(૧૦૨) દુધિવદર
(૧૦૩) ધોરાજી
(૧૦૪) ધ્રોળ
(૧૦૫) ધ્રાફા
(૧૦૬) ધારૂકા
(૧૦૭) ધાંધલપુર
(૧૦૮) નવાગઢ
(૧૦૯) નળીઆ
(૧૧૦) નડાળા
(૧૧૧) નળબાવળી
(૧૧૨) નવાણીઆ
(૧૧૩) નોલી
(૧૧૪) નાગડકા
(૧૧૫) નિનામા
(૧૧૬) પડધરી
(૧૧૭) પીંપરાળી
(૧૧૮) પીંપરીઆ
(૧૧૯) પચ્છમ
(૧૨૦) પંચાસર
(૧૨૧) પાનેલી મોટી
(૧૨૨) પાણવી
(૧૨૩) પીંપળવા
(૧૨૪) પળાલી
(૧૨૫) પીંપળીઆ
(૧૨૬) બાલંભા
(૧૨૭) બરવાળા સૌરાષ્ટ્ર.
(૧૨૮) બોરણા
(૧૨૯) બોડાણા
(૧૩૦) બલાળા
(૧૩૧) બાજરડા
(૧૩૨) બગડુ

(૧૩૩) બળોલ
(૧૩૪) બેડી
(૧૩૫) બાધકા
(૧૩૬) ભડકવા
(૧૩૭) ભલગામડા
(૧૩૮) ભાડલા
(૧૩૯) ભંડારીઆ
(૧૪૦) ભાદરા
(૧૪૧) ભાથરીઆ
(૧૪૨) ભેંસજાલ
(૧૪૩) ભડવાણા
(૧૪૪) ભાલાળા
(૧૪૫) ભથાણુ
(૧૪૬) મુળીલા
(૧૪૭) મેવાસા
(૧૪૮) મુંઝપર
(૧૪૯) મોણપર
(૧૫૦) મોટલી
(૧૫૧) મતવા
(૧૫૨) માણેકવાડા
(૧૫૩) મુલબાવળા
(૧૫૪) [illegible]
(૧૫૫) રામપુરા
(૧૫૬) રતનપર
(૧૫૭) રાણપુર ( સૌરાષ્ટ્ર )
(૧૫૮) રાજપર
(૧૫૯) રોજીદ
(૧૬૦) રાજપરા
(૧૬૧) રંગપુર
(૧૬૨) રાણુદડ
(૧૬૩) રાતડકી
(૧૬૪) રળોલ
(૧૬૫) રાયડી
(૧૬૬) રોધેલ
(૧૬૭) રબારીકા
(૧૬૮) લાલપુર જામ
(૧૬૯) લાલીઆદ
(૧૭૦) લીંબલી
(૧૭૧) લોટકાવડાળા
(૧૭૨) લુણસર
(૧૭૩) લાખાજીના બાખ (બેચડા)
(૧૭૪) વણા
(૧૭૫) વીરપુર
(૧૭૬) વસતડી
(૧૭૭) વડોદ
(૧૭૮) વડીઆ.
(૧૭૯) વણી.
(૧૮૦) બેરાળી

(૧૮૧) વેળાવદર
(૧૮૨) વાગડ
(૧૮૩) વાવડી
(૧૮૪) વેજલકા
(૧૮૫) વાણીઆવદર
(૧૮૬) વડાળ
(૧૮૭) સાયલા
(૧૮૮) સરવાળ
(૧૮૯) સાતોદડ
(૧૯૦) સીતાપુર [ રાજનું ]
(૧૯૧) સાંગુઈ
(૧૯૨) સમઢીઆળા (૧)
(૧૯૩) સણોસરા
(૧૯૪) સમઢીઆળા (૨)
(૧૯૫) સરવાળ
(૧૯૬) સમઢીઆળા (૩)
(૧૯૭) સીંહણ
(૧૯૮) સમઢીઆળા (૪)
(૧૯૯) હરિપર
(૨૦૦) હડીઆણા
(૨૦૧) હળેન્ડા

વગેરે ગામોમાં કાયમને માટે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે. તે પૈકીના [૧૪] ગામોમાં તો ત્યાંના દરબાર સાહેબોના ફરમાનથી ત્યાંના રહીશ હિંદુ મુસલમાન વગેરે કોમવાળાઓએ, ખેતીવાડી તથા વ્યાપાર વગેરે સઘળા ધંધારોજગાર તે દિવસે બંધ રાખવાને કબુલ્યું છે એ મગરૂર થવા જેવું છે. તે ૧૬ ગામો નીચે પ્રમાણેઃ—(૧) ચુડા, સૌરાસ્ટ્ર (૨) વણા, (૩) રાજપુર, (૪) ઝોબાળા, (૫) જાખણ, (૬) પચ્છમ, (૭) ગેડી. (૮) બડવાણા, (૯) ડેરવાળા, (૧૦) બાલાળા, (૧૧) પળાલી, (૧૨) અંકેવાળીયા. (૧૩) દેવળીયા. (૧૪) લાલીયાદ. જે ગામોમાં મહાવીર પ્રભુને માનનારાઓ પણ તે બાબતની આનાકાની કરે તો પછી તેમાથી ખરા **વીરપુત્રો** કોને કહેવા તે શ્રોતાઓ તથા વાચક વર્ગની મુનસફી ઉપર છોડવું ઉચિત છે.

આ પ્રમાણે પોતાની પરિક્રમાના માર્ગમા તેમણે કોઇપણ પ્રકારે પાછી પાની કર્યા સિવાય જનસમાજને અત્યન્ત ઉપકાર તળે મુકેલ

છે. દયા–ધર્મના માર્ગનો આવિર્ભાવ કરી પોતાનાં પીયુષપૂર્ણ વચનામૃત અને દયાદર્શક કાર્યોથી જનસમૂહને આનંદ આપી સુરમ્ય, સુલલિત અને સર્વોચ્ચ વિચારથી ઝળહળતા અનેક ગ્રંથ રત્નો ભવિષ્યની પ્રજાને સમર્પી દયા ધર્મ રૂપ મહાન્ રસસરિતામાં ભાગ્યશાળી જીવોને નવરાવી ઉત્કૃષ્ટોત્કૃષ્ટ સર્વ સદ્ગુણ સંપન્ન ચારિત્રનો આદર્શ વિશ્વનાં ચારિત્રોમાં ઉમેરવા ઉપરાંત પોતાના સરળ ઉચ્ચતમ વિચાર અને ક્રિયાથી પરિપૂર્ણ મનુષ્ય સાધ્ય સંપૂર્ણ નીતિમાન્ રસાર્ણવમાં નિમજ્જન થયેલ સર્વોદ્ધારકારક લલિત અને મધુર ભાવોથી યુક્ત દયામય પ્રણાયસ્વરૂપ સ્વર્ગીય સુરાશિમય નિર્ગુણ ચારિત્ર્યમાંજ તેઓના જીવન કર્તવ્યની પરિસીમા છે. તેમના સર્વોત્તમ ચારિત્ર્યને લીધે તેઓશ્રીના ધર્મ વિસ્તારમાં તેમના માનસિક બળે જેટલું કાર્ય બજાવ્યું છે તેટલું તેમના ચારિત્ર્યબળે પણ બજાવ્યું છે,

तितिक्षादि गुणैर्युक्तं । सुबोधामृतनिरधिम् ।
सदाचारे सदारक्तं । वन्दे लवजी स्वामिनं ॥

॥ शार्दूल ॥

यज्ज्ञानार्कविनष्टमानवमनो मालिन्यसंघः सदा ।
सद्गांभीर्य दया परोपकरणा सन्नीति बोध प्रदः ॥
कुर्वाणो निज धर्म वृत्ति विवशान स्वीयाज्ञनान्नित्यसः ।
स्वामिश्री लवजी तिविश्रुत महाराजः सजीयात्सदा ॥

(અર્થ) જેઓના જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશથી વિનષ્ટનામ નાશ પામેલ છે. મનુષ્યના મનનું જે માલીન્ય કહેતાં મલીનપણુ, જેહનાથી એવા, તથા ઉત્તમ ગાંભીર્ય, દયા, પરોપકાર વૃત્તિ એ બધાં સાથે ઉત્તમ બોધ આપનારા તથા પોતાના ધર્માનુયાયી માણસોને સ્વધર્મ વૃત્તિ પરાયણ કરનારા એવા શ્રી લવજીસ્વામી નામના મહાત્મા હમેશાં જય પામો.

॥ उपजाति ॥

श्री भालदेशस्य शुभप्रदेशे
ग्रामं शुभं वेजलकेति नाम्ना ॥
यदस्ति नाम्नाऽत्र तु भावसार-
जात्योऽ[illegible]सः ॥ १ ॥

( અર્થઃ ) શ્રી ભાલ નામના શુભ પ્રદેશમાં વેજલકા નામનું જે ગામ હાલમાં છે. આ ગામમાં ભાવસાર જ્ઞાતિમા ઉત્પન્ન થનાર શ્રી નરસિંહદાસ નામે હતાઃ—

तस्य गृहे केसरनामधेय-
पत्न्यां जनिर्यस्य सुचेष्टितायाम् ॥
बाल्यात्समारभ्य बिभर्ति नित्य-
मखंडितं यस्तु बृहद्व्रतं च ॥ २ ॥

( અર્થઃ ) તેમને ઘેર કેસરબાઈ નામના સદાચરણી ધર્મપત્નિમાં જેમનો જન્મ છે. વળી બાલપણથી આરંભીને જેઓ અખંડિત ધારણ કરનારા છે.

सोयं सुधीः सच्चरितो महात्मा
तिरस्कृताशेषमदीन्द्रियार्थः ॥
सदा वितन्वन् जनताहितं वै
जीयाच्चिरं श्री लवजी समाख्यः ॥ ३ ॥

(અર્થઃ) એવા સ્વામીજી શ્રી લવજી નામના મહાત્મા કે જેઓ સારી બુદ્ધિવાળા સદાચરણી, અને જેઓએ વિશેષ (સમગ્ર) ઇંદ્રિયોના વિષયને તુચ્છ ગણી ત્યાગ કર્યો છે. તે સ્વામીજી જનસમાજના હિતને માટે વિશ્વપર ચીરંકાળ જીવો.

ॐ शान्ति शान्ति शान्ति !

# ગ્રાહકોના નામ.

## ૨૫ વઢવાણ શહેર.

૨ રા. રા. સૈયદ સમસુદીન કાદરી સાહેબ ખાનબહાદુર આઈ. એસ. ઓ. બી. એ. એફ. યુ, બી. (એડમીનીસ્ટ્રેટર, વઢવાણ સ્ટેટ.)

૬ નામદાર કુમારશ્રી જાલમસિંહજી માધવસિંહજીસાહેબ

૨ શ. બારડ રૂપસંગભાઇ

૨ રા. લીંબડ અમરશીભાઇ

૫ ડગલી નાગરદાસ ત્રીભોવનદાસ

૨ શાહ દામોદર ભુરાભાઇ

૨ મણીયાર હરજીવનદાસ ભુદરદાસ

૧ જાડેજા માધુભા સરદારસિંહજી ડીસ્ટ્રીકટ ફોજદાર.

૧ ફોજદાર ડોસાભાઇ

૧ જાડેજા દેવુભા જમાદાર સાહેબ

૧ શાહ હરખચંદ ચાંપસી

૩૭ વઢવાણ કેમ્પ કોલેજ એચ રોબર્ટસ સાહેબે મન્જુર કરેલ તે

૪ કુમારશ્રી બલવીરસિંહજી રાયસિંહજી માળીઆ

૪ કુમારશ્રી હુસેનમહમદખાનજી જેસરખાનજી દસાડા

૪ કુમારશ્રી ઇબ્રાહીમ ખાનજી અરબતખાનજી દસાડા

૪ કુમારશ્રી કરીમખાનજી હાજીફતેઆબખાનજી બાંટવા

૪ કુમારશ્રી હરીશ્ચંદ્રસિંહજી તથા જશવંતસિંહજી કુતેળીઆ

૨ કુમારશ્રી કાદરમીંઆ દાદામીંઆ જુનાગઢ

૨ કુમારશ્રી વિજયસિંહજી રતનસિંહજી લોધીકા

૨ કુમારશ્રી જાલમસિંહજી રતનસિંહજી લીમડા

૨ કુમારશ્રી મંગળસિંહજી કાળુભા નાનીમાળ
૨ કુમારશ્રી મનસુખનાથજી સુંદરનાથજી ગોરખમઠી
૧ કુમારશ્રી રણજીતસિંહજી સુરસિંહજી મોણપુર
૧ કુમારશ્રી લાલમીંઆ અમીરમીંઆ દસાડા
૧ કુમારશ્રી દેવીસિંહજી તખતસિંહજી દુધરેજ
૧ કુમારશ્રી નટવરસિંહજી બાપુભા દુધરેજ
૧ કુમારશ્રી જોરાવરસિંહજી કેસરીસિંહજી લીમડા
૧ કુમારશ્રી લખધીરસિંહજી હરીસિંહજી ગઢકા
૧ કુમારશ્રી ઓઢાભાઇ વિસામણભાઇ ઘેળા

## ૧૮ ભાડલા.

૧ કુમારશ્રી ખાચર રામભાઇ વાજસુર
૧ કુમારશ્રી ખાચર જેઠસુર વાજસુર.
૧ દોશી ગોવિંદજી આણંદજી નગરશેઠ.
૧ માસ્તર જીવરાજ સુંદરજી.
૧ દોશી પ્રેમચંદ દેવચંદ નગરશેઠ.
૧ શાહ ઠાકરશી રતનશી.

૧ રા. ગૌરીશંકર મયારામ કેનાળ કારકુન
૧ દુલભજીભાઇ તલાટી.
૧ શાહ જીવરાજ હંસરાજ.
૧ શાહ જગજીવન કરસનજી.
૧ શાહ જેઠાલાલ જાદવજી.
૧ શાહ ભગવાનજી બેચર અવ્વલ કારકુન.
૧ શાહ કરસનજી જેઠા.
૧ શાહ પ્રેમચંદ વીરજી.
૧ શાહ છગન ઘેલા.
૧ શાહ ગીરધરલાલ દલપતરામ તલાટી
૧ મીસ્ત્રી મકનભાઇ.
૧ ઠક્કર છગન તથા ડાહ્યા નાનજી

## ૬ વઢવાણકેમ્પ.

૧ શાહ મોહનલાલ જીવણલાલ (પોસ્ટ ઇન્સ્પેક્ટર.)
૧ વકીલ ગોપાળજી ઘેલાભાઇ તુરખીઆ (ડીસ્ટ્રીક્ટ પ્લીડર.)

૧ શે. વકીલ મોહનલાલ છગનલાલ તલસાણીઆ. (ડીસ્ટ્રીકટ પ્લીડર)
૧ શાહ વ્રજલાલ છગનલાલ.
૧ કોઠારી હરખચંદ ચતુરભાઇ.
૧ શ્રી જૈન સ્થાનકવાસી દિગ્દર્શન મંડળ.

## ૩ રાજકોટ.

૧ જાડેજા માનસિંહજીભાઇ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ.
૧ દેશી ધીરજલાલ રાઘવજી,
૧ શાહ પોપટલાલ સવજી

## ૮ રાજકોટ ગીરાશીઆ બોર્ડીંગ.

૧ પરમાર જશવંતસિંહજી કાકાભાઇ મુસાહેબ મુળી.
૧ કું. બાલુભા રવુભા સાતુદડ.
૧ કું. જીવણસિંહજી ધીરસિંહજી ખાંભા.
૧ કું. જશવંતસિંહજી અમરસિંહજી કુંતાસી.
૧ કું. ધીરસિંહજી વજેસિંહજી ધ્રાડી.
૧ કું. કેશુભા ગગુભા સુડી સાજડીઆલી.
૧ કું. જોરાવરસિંહજી મહોબતસિંહજી કુંથારીઆ.
૧ કું. જીવા નાગ ખાચર પાળીઆદ.

## ૧૩ કરાંચી.

૫ તુરખીયા વર્ધમાન ભુદર ધાંધલપુરવાળા
૨ શાહ ગણેશ ખોડીદાસ.
૨ મી. એમ, એન, પારેખ.
૨ શાહ પ્રભુદાસ મોનજી તુરખીઆ.
૧ વોરા પાનાચંદ સંઘજી.
૧ ધાંધલપુર તુરખીઆ મંડળ.
૧ શ્રી સ્થાનકવાસી જૈન પુસ્તકશાળા.
૧ શાહ ડાહ્યા કુંવરજી રામપુરાવાળા.
૧ શાહ નાગરદાસ જીવરાજ રામપુરાવાળા.
૧ શાહ અમરશી જેઠાલાલ.

## ૬ પોરબંદર.

૨ દરબારશ્રી વીરાવાળા દિવાનસાહેબ.
૨ રા. રા. વનીચંદ ઝવેરચંદ મોદી (બારીસ્ટર-એટ-લૉ) ન્યાયાધીશ સાહેબ.

२ રા. રા. જગજીવનદાસ નાનચંદ શાહ ચીફ એકાઉન્ટ ઓફીસર સાહેબ.

## ૯ ધ્રાંગધ્રા.

२ રા. રા. અમૃતલાલ વર્ધમાન મોદી. એમ. એ. એલ. એલ બી. જીનપ્રેસના સુપરવાઇઝર સાહેબ.

२ રા. રા. હરીલાલ વર્ધમાન મોદી. બી.એ. એલ. એલ. બી. ઇન્જેનીઅર સાહેબ.

२ રા. રા. જે. પી. ડોકટર સાહેબ.

१ કુ. હરીસિંહજી,તખતસિંહજી હજુર ડૉક્ટર.

१ શેઠ મગનલાલ સુરચંદ

१ કોઠારી સુખલાલ કુબેરદાસ

## ७ રાજપર.

३ નામદાર દરબાર શ્રી ચંદ્રસિંહજી માનસિંહજી સાહેબ.

२ રા. રા મેરૂજીભાઇ ડોસાજીભાઇ બી. એ. એલ. એલ. બી. મેનેજર સાહેબ.

१ મીસીસ એમ. પી. ખંદેરીઆ કુંવરી સાહેબના ટ્યુટર.

१ શ્રી માનસિંહજી જૈન સ્થા. પુસ્તકાલય.

## ७ જુનાગઢ.

५ દરબાર શ્રી સુલતાનમહમદખાનજી શેરખાનજી બાબી. ભાયાત.

२ બાબી શ્રી એદલખાનજી સરદારમહમદ ખાનજી નામદાર નવાબસાહેબના એડીકેમ્પ

## १ બીલખા.

१ રા. રા. જેઠાલાલભાઇ બી.એ. કાંથડવાળા સ્ટેટના કારભારી સાહેબ.

## ३ જામનગર.

२ જાડેજા શ્રી વજુભા દેવીસિંહજી પોલીસ ઇન્સપેકટર સાહેબ.

१ જાડેજાશ્રી પથુભાસાહેબ પંચકોશી મામલતદાર સાહેબ.

## ६ ભાવનગર.

५ રાણા શ્રી જોરાવરસિંહજી કેસરીસિંહજી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ.

૧ શેઠ લક્ષ્મીચંદ મૂળજી.

### ૩ પાલણપુર.

૧ વકીલ મણીલાલ સુરજમલ.
૧ ઝવેરી ચીમનલાલ જસકરણ.
૧ રા. મનસુખલાલ અંબારામ માલવણીયા

### ૧૨ મુંબઈ.

૨ વોરા ધનજી જેચંદ.
૨ શા. દામોદર મનજી,
૨ શા, હરખચંદ મોરારજી,
૨ ડગલી સમજુલાલ વીરપાલ.
૧ રા. મણીલાલ સુંદરજી.
૧ શા. ખીમચંદ છગનલાલ,
૧ ચોકસી રામજી રાણા.
૧ શેઠ કપુરચંદ ઝીણાભાઇ.

### ૧૨ રંગુન.

૫ પારેખ જગજીવન મકનજી રંગપુરવાળા.
૨ શા. તલકચંદ દેવજી નવાગઢવાળા.
૨ શા, જગજીવન ઝીણા મેવાસાવાળા.

૨ કોઠારી કુંવરજી સુરચંદ ધ્રાંગધ્રાવાળા.
૨ શા શીવલાલ ઝીણા મેવાસાવાળા.

### ૪ વણા.

૧ કુ. શ્રી દીલાવરસિંહજી કસળસિંહજી.
૧ રાણાશ્રી જુવાનસિંહજી.
૧ રાણાશ્રી મંગલસિંહજી.
૧ મોચી વસ્તા હરજી.

### ૧૧ ખાટડી.

૧ રાણા શ્રી જુવાનસિંહજી ગોવિંદસિંહજી.
૧ કુમાર શ્રી વાઘુભા બાલુભા.
૧ કુ. શ્રી હરિસિંહજી ઉદેસિંહજી.
૧ કુ. શ્રી જેઠુભા અખુભા.
૧ કુ. શ્રી સુરેંદ્રસિંહજી જેસંગજી.
૧ કુ. શ્રી ગજુભા લઘુભા.
૧ રાણા શ્રી મૂળુભા કનુભા.
૧ રાણા શ્રી દીપસિંહજી ભૂપતસિંહજી.
૧ દોસી ધર્મસી વીરચંદ.
૧ દોશી ખીમચંદ વીરચંદ.

૧ દોશી શીવલાલ મગનલાલ.

### ૧૦ રાજ સીતાપુર.

૩ મહંત સાહેબ પ્રતાપગરજી.

૨ મહારાજ શ્રી ખીમદાસજી ભગવાનલાલજી.

૧ રા. રા. નગરશેઠ ભુદર વાલજી વકીલ.

૧ રા. રા. જીવરાજ નાનજી ખીમદાસજી મહારાજના કામદાર.

૧ પુજ્ય શ્રી અમરશીરખ જૈન લાયબ્રેરી.

૧ સોની ભલા સંઘજી.

૧ જેભાઇ કલ્યાણજી ન્યાયાધીસ કોર્ટના શિરસ્તેદાર

### ૧૨ ડોળીયા.

૧ ગોસલીયા નારણ સુંદરજી.

૧ ,, ત્રીભોવન ગોબરદાસ.

૧ ,, સોમચંદ પીતાંબર.

૧ ,, વીરચંદ ગોબરદાસ.

૧ ,, હેરા સુંદરજી.

૧ ,, જગજીવન ગોવિંદજી.

૧ ,, મગનલાલ મોતીચંદ.

૧ ,, તારાચંદ પીતાંબર.

૧ માસ્તર દુર્લભજી જીવરાજ

૧ કોઠારી જીવરાજ બેચર.

૧ કોઠારી વીરચંદ જેઠા.

૧ કોઠારી માણેકચંદ મોતીચંદ.

### ૩ કુવાડવા.

૧ રા. રા. તારાચંદ બ્હેચર થાણદાર સાહેબ.

૧ રા. સંઘવી લક્ષ્મીચંદ કાનજી.

૧ ઠા. કાનજી મીઠા.

### ૨ મોરબી.

૧ શા. લાલચંદ જેસંગ.

૧ શા. અમરચંદ લક્ષ્મીચંદ.

### ૫ હાણાવાડા.

૧ શા. ધારસી ચત્રભુજ.

૧ શા. પોપટલાલ કુંવરજી.

૧ શા. ગોવીંદજી ત્રીકમજી.

૧ શા. હરખચંદ દેવસી.

૧ શ્રી જૈન સ્થાનક ખાતે.

**૩ ખીંટલા.**

૧ ખવડ ચેલાભાઇ.

૧ જૈન સ્થાનક ખાતે.

૧ શા. ભાણજીભાઇ.

**૨ સાયલા.**

૨ રા. રા. મોહનલાલ જસરાજ ફીકાણી કારભારી સાહેબ.

**૨ મૂળી.**

૧ રા. રા. ન્યાલચંદ પ્રાગજી કોઠારી હજુર શિરસ્તેદાર.

૧ રા. રા. દલપતરામ વનમાળી દોસી જમિ સ્ટેટ મેનેજર.

**૨ સુદામડા.**

૧ કુ. શ્રી દાદભાઇ ખોડાભાઇ ખવડ.

૧ શા. લક્ષ્મીચંદ કપુરચંદ સ્કુલ માસ્તર.

**૨ રામપરડા.**

૧ શા. ત્રીભુવન પ્રેમચંદ.

૧ શા. મણીલાલ દેવસી.

**૨ અજમેર.**

૧ શા. હરીચંદ મેરાજ.

૧ શા. ગગા મોતીચંદ.

**૩ ખેરવા જતના.**

૧ સર્વજ્ઞ મહાવીર જૈન પુસ્તકાલય.

૧ શા. છોટાલાલ હરજીવન.

૧ શેઠ ભગવાનજી કાનજી.

**૨ સરધાર.**

૨ રા. રા. નગરશેઠ મૂળચંદ કરસનજી.

**૪ રામપુરા.**

૧ કુ. શ્રી ગોવીંદસિંહજી રાયસિંહજી વહીવટદાર

૧ પટેલ નારણ ગણેશ પોલીસ પટેલ.

૧ શા. ભગવાનલાલ લાડકા.

૧ શ્રી લવજી સ્વામી સ્થાનકવાસીજૈનપુસ્તકાલય

**૨ ઝીંઝુવાડા.**

૨ કુમારશ્રી ગુમાનસિંહજી કસ્ટમ ઇન્સપેકટર સાહેબ.

**૧ લીંબલી.**

૧ કુ. શ્રી ગગુભા કસળસિંહજી.

## ૬ ચુડા.

૫ રા. રા. શેઠ મણીલાલ ધનજીભાઇ ધાંધલપુરવાળા.

૧ રા. રા. બોઘાણી ભાણજીભાઇ હજુર પ્રાઇવેટ સેક્રેટરી.

## ૨ અણીયાલી મ્હોટી.

૧ શા. નથુ વાલજી.

૧ શા. રવજી કાનજી.

## ૨ હલેંડા.

૧ શા. શા. પારેખ દુર્લભજી દયાળજી.

૧ રા. રા. હીરાચંદ જીવણ.

## ૨ ચોટીલા.

૧ શ્રી લવજી સ્વામી જૈન ફ્રી લાઇબ્રેરી.

૧ શ્રી લવજી સ્વામી સ્થાનકવાસી જૈન પુસ્તકાલય.

## ૨ ઝાંસી.

૨ રા. રા. શીવલાલ પાનાચંદ શાહ. આઇ. સી. એસ. ક્લેક્ટર સાહેબ.

## ૧ લાખાપાદર.

૧ રા. રા. માધવજી બી. ભટ થાણદાર સાહેબ.

## ૨ માળીયા.

૧ રા. રા. ઇમામદુલા રહેમદુલા આ. દીવાન એન્ડ પોલીસ સુ. સાહેબ.

૧ જાડેજા શીવુભા સાહેબ એડી. સી.

## ૩૨ પરચુરણ.

૧ સંઘવી દેવજી મોતીચંદ ખોલડીયાદ.

૧ ,, ઉજમસી વીઠલ ઝોબાળા.

૧ પરમાર ગોવિંદસિંહજી નવાણીયા.

૧ જાડેજા દાદુભા કેસરીસિંહજી ચીભડા.

૧ શા કપુર ભગવાન ગુજરવદી.

૧ શા માણેકચંદ કલજી કેરાળા.

૧ શા છોટાલાલ ભુદરદાસ ખોડુ.

૧ સર્વજ્ઞ મહાવીર જૈનશાળા ધાંધલપુર.

૧ શા. ગોકળ લ્હેરા ,,

૧ શ્રી લવજી સ્વામી સ્થાનકવાસી જૈન પુસ્તકાલય અકેવાળીયા.

૧ શ્રી લવજી સ્વામી જૈન પુસ્તક ભંડાર કચ્છ અંજાર.
૧ શ્રી જૈન સ્થાનક ખાતે મુંઝપર.
૧ દરબારશ્રી ખાચર ટપુભાઇ ચેલાભાઇ જુનાગઢ ભીમોરા.
૧ શા. ખીમચંદ પુંજા સણોસરા.
૨ શા પુરશોતમ હીરાચંદ ચોટીલાવાળા અમદાવાદ.
૧ કું. શ્રી હાલુભા મુળુભા પંચાસર
૧ શા. નગીનચંદ મોહનલાલ વ્યાસ.
૧ શા. તલકસી હતુ સમઢીયાળા.
૧ શ્રી જૈન સ્થાનક પીપરાળી.
૧ શા લીલાધર ખેતસી વાંકાનેર.
૧ માસ્તર મોહનલાલ રણછોડ ડગળી વસ્તડી
૨ શા. વશીલ વર્ધમાન જેસંગભાઇ લખતર.
૧ શ્રી લવજી સ્વામી જૈન સ્થા. લાઇબ્રેરી. વસ્તડી.
૧ શા. માનજી મોતીચંદ. કચ્છ માંડવી.
૧ શા. ડાહ્યાલાલ ગોરધનદાસ મ્હાલકારી બોટીયા.
૧ ભાવસાર જીવણદાસ નાનજી છાપાકારકુન જોડીઆ બંદર.
૧ ભાવસાર આણંદજી નાગરદાસ સાયલા વાળા ઝરીયા.
૧ શા. દાક્તર સૌભાગ્યચંદ નથુભાઇ આંબલીયાળા.
૧ ઠાકોર સરદારસિંહજી ગુમાનસિંહજી હજુર ખાનગી કામદાર નાંદોદ.
૧ રાણાશ્રી પથુભા સમલા કુમારશ્રી

સિવાય રોકડ મદદ કરેલ તે મહાશયોનો પણ : સ્થળે ઉપકાર માનવાની તક હાથ ધરવામાં આવે છે. મહાશયો પૈકી—

૨૫) રૂપીઆ અંકેવાળીઆના દરબાર શ્રીમાનસિંહ ઉમેદસિંહજી બાપુ, તથા

૨૫) દરબાર શ્રીકાળુભા પૃથિસિંહજી.

૨૦) ખેરવાજતના રા. સા. છોટાલાલ હરજીવન વર્ધમ શાહ, તથા

૫) શેઠ ભગવાનજી કાનજી.

